# અ વ શે ષ

(ઇ. સ. ૧૯૨૨-૩૨ સુધીની તણખામાં
પ્રગટ ન થયેલી વાતોનો સંગ્રહ)

ધૂમકેતુ

સોલ એજન્ટ,

ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય
ગાંધીરોડ : : અમદાવાદ.

અઢી રૂપિયા.

# પ્રસ્તાવના

'તણખા.' 'તણખા-મંડળ બીજું.' 'તણખા-મંડળ ત્રીજું' અને 'પ્રદીપ' એ ચાર સંગ્રહમાં ન આવેલી વાતો આ સંગ્રહમાં લીધી છે. એકંદરે આ સંગ્રહમાં અવશેષ—અને તે ખરા અર્થમાં—વાતો આવેલી છે. તેમાંની ઘણીખરી ઈ. સ. ૧૯૨૦–૨૧ અને તે સમયની છે. તેમને હવે તો ઘણી સુધારી શકાય તેમ છે, ને તેવી થોડીક પર હાથ ફેરવ્યો છે પણ ખરો, છતાં ઘણીખરી તો હતી તેમ જ રહેવા દીધી છે. જૂના મકાનમાં મારેલું નવું થીગડું ઘણી

વખત તરતું રહી જાય છે. એના કરતાં તો એને એના મૂળ રૂપમાં જોવાની મજા જ વધારે સારી છે. પહેલો વિભાગ 'જૂની પિછાન' એવી જાતની વાતોનો છે. 'આરામની પળોમાં મોટે ભાગે ઈ. સ. ૧૯૨૦–૩૨ ના બાર વર્ષના ગાળામાં અપવાદ રૂપે કરેલી થોડી વાતો સંગ્રહી છે. જૂદા સંગ્રહરૂપે અપાય એટલો જથ્થો ન હોવાથી આંહીં એકસામટી સંગ્રહી લીધી છે. બાલ્ઝાક, મિસીસ ગાસ્કેલ, વિક્ટર હ્યુગો, ટાગોર વગેરે પ્રસિદ્ધ લેખકોની કૃતિઓની અનુકૃતિ એ વિભાગમાં છે.

ત્રીજો વિભાગ 'ભરતી અને ઓટ'નો આધુનિક છે તે વિષે કાંઈ ખાસ કહેવાનું નથી. 'તણખા'ના સંગ્રહમાં ન આવી શકે એવી કેટલીક વાર્તાઓ એ વિભાગમાં જોઈ શકાશે. આવી રીતે કેટલીક બાકી પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ અવશેષ વાર્તાઓ આ સંગ્રહમાં આવી જાય છે.

આશા છે કે અવશેષ છતાં તણખાના અવશેષરૂપે હોવાથી તેમાંથી પણ ઘણી વાર્તાઓ યોગ્ય સત્કાર લાયક માલૂમ પડશે. બાકી આ સંગ્રહમાં પ્રગટ કરેલી વાતો અનેક રીતે સુધારીને ફેરવી શકાય તેમ છે—એ ધ્યાન બહાર નથી.

૨૦ • ૯ • ૩૨
ખાનપુર;
અમદાવાદ.

**ધૂમકેતુ**

સ્વ. પ્રોફેસર મહાદેવ મલ્હાર જોશી,

જેમના વાત્સલ્યે અને તેજસ્વી
વાણીએ સાહિત્યની રસમૂર્તિનું પ્રથમ
દર્શન કરાવ્યું.

## અ * વ * શે * ષ



( ઈ. સ. ૧૯૨૨–૩૨ સુધીની ‘ તણખા ’ મંડળમાં
પ્રગટ ન થયેલી વાતોનો સંગ્રહ )

# અકસ્માત

ઘનશ્યામના કુટુંબમાં ગુલાબ સુગંધ જેવી હતી. ગુલાબને જોઈ સૌ હસતા અને તે સૌને જોઈ હસતી. ગુલાબ હોય ત્યારે કાંઈક રસિક મશ્કરીની આશા ખરી. ગુલાબ વિનાનું વાતાવરણ ભારેખમ રહેતું અને એકબીજા તરફ જોનાર સૌ કાં નજર ચુકવતા અથવા શાંત રહેતા. ઘનશ્યામને સીતાદેવીથી ગુલાબ એક જ પુત્રી હતી. ગુલાબની વય પંદર વર્ષની હશે. પણ પંદર વર્ષની ઉમ્મરે હોય, તેના કરતાં વધારે રસિકભાવ ગુલાબમાં જન્મ્યા હતા. ઘનશ્યામનો સ્વભાવ નિર્મળ હતો. અને પોતે વકીલાતમાં સારી રીતે કમાતા હોવાથી ગરીબને મદદ કરવાની તક જવા દેતા નહિ. ઘનશ્યામના પડોશમાં નંદનાથ દીક્ષિતનું ઘર હતું. ગુલાબ પોતાની મેડી પર બારીમાં બેસતી, ત્યારે સામે નંદનાથનું ઘર દેખાતું. ગુલાબ એમ ઘણી વખત બેસતી. પણ એક દિવસ તેની નજર અકસ્માત્ નંદનાથના ઘરમાં નવી આવેલ સ્ત્રી પર પડી. નંદનાથની દીકરી સરસ્વતી હમણાં જ સાસરેથી આવી હતી. સરસ્વતી સાથે ગુલાબને જૂની મિત્રાચારી હતી. સ્ત્રીઓની મિત્રાચારી સહજ જન્મે

છે, અને ક્ષણમાં ભુલાય છે. પણ સરસ્વતી અને ગુલાબ હજી એકબીજાને એટલાં જ હર્ષથી મળતાં.

બપોરે સરસ્વતી ગુલાબ પાસે આવી. બન્નેએ ખૂબ હસી હસીને વાતો કરી. સરસ્વતી પાસે વાતમાં તો સાસુનો સ્વભાવ ને પોતાની યુક્તિ એટલું જ. પણ પંદર વર્ષે સ્ત્રીઓને આવી વાતો પર જ પ્રીતિ હોય છે. ત્યાર પછી હમેશાં ગુલાબ તથા સરસ્વતીને એકબીજાને મળવાનું ખરું. ગુલાબ નંદનાથને ત્યાં જતી ત્યારે એક ચોર હમેશાં બારી-માંથી છાની ચોરી કરતો. એ ચોરવાને બદલે આપતો હતો. નંદનાથનો પુત્ર ચંદ્રવદન થોડો વખત થયાં આવ્યો હતો. ચંદ્રવદન વિજ્ઞાનનો અભ્યાસ કરતો હતો, પણ ચિત્રકળાનો ખાસ શોખ ધરાવતો. એમાં એની હથોટી વખણાતી અને એમાં એકાદ સારું ઇનામ પણ મેળવ્યું હતું. ગુલાબ નીકળતી ત્યારે હમેશાં એ બારીમાંથી બહાર જોતો અને ખબર હોય કે કોણ જાણે કેમ પણ ગુલાબ બારી પાસેથી નીકળતી ત્યારે એની ચાલ પણ ઉતાવળી થતી; એ જરાક શરમાતી અને હમેશાં આંખ તો પાછી ફર્યા વિના રહેતી નહિ.

ચોરી કરનારને ગુલાબની ધાસ્તી પ્યારી લાગતી. ધાસ્તી રાખનાર ગુલાબને ચંદ્રવદનની ચોરી વહાલી લાગતી. આ ચોરી અને ધાસ્તી કેટલોક વખત ચાલ્યાં. પરંતુ એક વખત તો સરસ્વતી પાસે ચંદ્રવદનનો ફોટો ગુલાબે જોયો. જીવતા ચંદ્રવદન કરતાં ફોટાનો ચંદ્રવદન સારો લાગ્યો. જીવતો ચંદ્રવદન ભવ્ય હતો. ફોટાનો ચંદ્રવદન સુંદર હતો. ગુલાબને આ પક્ષપાત થયા પછી હવે એ ક્યારેક બારી પાસે

ડેશ વગાડતી ને ચપળ હરિણીની માફક જરાક પાછું જોઈ લેતી! અને બારી પાસે ચંદ્રવદન પણ મનોવિજ્ઞાનનો અભ્યાસ કરતો ઊભો જ હોય!

ગુલાબ પાણી ભરવા જાય ત્યારે તેને ખાતરી હતી કે બારીમાંથી નક્કી કોઈની નજર બહાર પડે છે! સરસ્વતી અને ગુલાબ વારંવાર ત્યાં ઊભાં રહેતાં. ક્યારેક સરસ્વતી આવવાની હોય તો ગુલાબ રાહ જોતી ત્યાં ઊભા રહેતી. એક દિવસ ગુલાબ એમ ઊભા હતી ત્યારે જ ચંદ્રવદને બારીમાંથી રામાને બોલાવ્યો. અલબત, એને રામાની જરૂર હતી માટે જ બોલાવ્યો હતો. પણ એ વખતે જ કેમ જરૂર પડી એ જાણવું જરા મુશ્કેલ હતું.

ચંદ્રવદન અને ગુલાબની આંખ મળી. આંખ મળ્યા પછી સ્નેહનો વિકાસ અદ્‌ભુત રીતે વધે છે. ત્યાર પછી ગુલાબને ચંદ્રવદનની આંખ વારંવાર અકથ્ય ઇતિહાસ કહી બતાવતી, અને ચંદ્રવદન પણ ઘનશ્યામનો ઓળખીતો થયો હતો.

ઘનશ્યામે નિશ્ચય કર્યો કે ચંદ્રવદન સાથે ગુલાબને ચોક્કસ પરણાવવી. ગુલાબને પણ એ વાત જાણવામાં આવી. હવે ચંદ્રવદન તથા ગુલાબ જ્યારે મળતાં ત્યારે જરાક આંખમાં હસતાં.

ચંદ્રવદન પાછો અભ્યાસ માટે ગયો. જવાની આગલી રાત્રે સરસ્વતી ગુલાબ પાસે અમસ્તી ગઈ હતી ને ગુલાબ તેને ઘર સુધી મૂકવા આવી હતી. એકાંત શી રીતે શોધવી એ પુરુષ કરતાં સ્ત્રીસ્વભાવને વધારે અનુકૂળ છે. ચંદ્રવદન ગુલાબને

મળ્યો. ચંદ્રવદનને ખબર હતી કે પોતાની સામે નિર્દોષ મુગ્ધાનું સ્નેહી હૃદય ધડકી રહ્યું છે. આટલી ટૂંકી મુલાકાતમાં ગુલાબ પોતાના આનંદી સ્વભાવ પ્રમાણે આનંદ પ્રસરાવતી ગઈ.

'જોઉં છું ! હવે આવો ત્યારે વાત. બહેન પર વહાલ છે કે ગુલાબ પર—એ ત્યારે ખબર.'

'જરૂર. કાગળ લખવો ભૂલું તો તું સંભારી આપજે.'

'ના,'—ગુલાબે જરાક મરડાઈને કહ્યું—'સંભારવાનો ઠરાવ નથી. કાગળ લખવો હોય તો લખજો. તમારે તો એમ કરીને મારા અક્ષર જોવા છે !'

'તારા કરતાં કાંઈ તારા અક્ષર વધારે વાંકા નહિ હોય,' ગુલાબ અને ચંદ્રવદન જુદાં પડ્યાં.

ચંદ્રવદન શાંત લેખાતો. તે અભ્યાસી છતાં મળતાવડો મનાતો. વિદ્યાર્થીઓને તેના પર પ્યાર હતો તેમ ચંદ્રવદન પણ સૌની મુશ્કેલીમાં સાથે જ રહેતો. ચંદ્રવદનને સૌ મોટો માનતા છતાં તેનામાં નાના જેવી રસિકતા જોઈ, ચંદ્રવદન ન હોય તે આનંદ શુષ્ક લેખાતો.

એક વખત બધા 'કોલેજિયનો' સાથે ચંદ્રવદન પણ ડુંગરમાં ઊપડ્યો. કોલેજિયનો ઘણા આનંદમાં હતા. સૌ સાથે ચાલ્યા. ખૂબ આનંદ આવ્યો. એક નાની ટેકરી સપાટ ને સીધી ચડાવની હતી. પગથી બહુ નાની હતી ને પગથીમાંથી અકસ્માત્ કોઈ પડે તો લાગે તેમ હતું. ઉપરથી કોઈનો પગ સર્યો કે તે નીચે પડ્યો જ છે. નીચે તળાવનું પાણી હતું. એક જણનો પગ

સર્પો પણ ખરો. તે ચંદ્રવદનના પગ પાસેથી જ નીચે ચાલ્યો. ચંદ્રવદને તરત જ એને પકડ્યો, પણ એના જોરથી પોતે જ નીચે ગબડ્યો, જ્યારે પહેલો પડનાર કાંઈક ટેકો મેળવી લઈને થોડે દૂર જઈને અટક્યો. ચંદ્રવદન નીચે ગબડ્યો ને એક ટેકરા પર અફળાયો. સૌ દોડ્યા. ચંદ્રવદનને સારી રીતે ઇજા થઈ હતી. એનો એક પગ ખોટો થયો. હાથ ઠૂંઠો પડ્યો. આંખ જરા ઇજા થઈ. કેટલાક મશ્કરાઓએ એનું નામ રાણો સંગ પાડ્યું.

મનુષ્યમાં ખોટ હોય છે ત્યારે તેના મનમાં એક જાતની સદાની ગ્લાનિ રહે છે. ચંદ્રવદન ઘેર આવ્યો પણ આ વખતે એનો પગ ભારે હતો. સરસ્વતીએ એની મશ્કરી ન કરી, પણ આવું જોઈ આંખમાંથી આંસુ લોહ્યું. નંદનાથ શાંત ચહેરે જોઈ રહ્યો. ઘરમાં એક જાતનું ગંભીર વાતાવરણ આવ્યું. ચંદ્રવદન પરાધીન હતો. તે હવે પોતાના ઓરડામાંથી બહુ બહાર ન નીકળતો. એકલો ઓરડીમાં બેસતો. એના જીવનક્રમમાં બધે જ ફેરફાર થયો. હવે ગુલાબને જોવાની તેણે ઇચ્છા પણ ન કરી. ગુલાબ બારી પાસેથી નીકળતી, ત્યારે મોટેથી સરસ્વતીને બોલાવી ચંદ્રવદનને આડકતરી રીતે ખબર કરતી. છતાં બારી તો સજ્જડ બંધ રહેતી—જાણે અંદર કોઈ જ નથી.

ઘનશ્યામને ચંદ્રવદનના અકસ્માતની ખબર પડી. એનું મન વ્યગ્ર થયું, પણ છેવટે આ વાત મનમાંથી કાઢી નાંખી ગુલાબને માટે બીજી તજવીજમાં પડ્યો.

ચંદ્રવદન હવે દેખાતો નહિ, અને તેટલા જ માટે

ગુલાબ તેને મળવા માગતી હતી. હવે સરસ્વતી ચંદ્રવદનની વાત ન કરતી, તો ગુલાબ એ વાત કાઢતી ચંદ્રવદનના અકસ્માત પછી એ વધારે પ્રફુલ્લ બની દેખાતી. જોકે એનું મન તો વ્યગ્ર બન્યું હતું, પણ તેણે એ કળાવા દીધું ન હતું. ગુલાબ આનંદી રહે છે, એટલે સૌએ ધાર્યું કે, તે ચંદ્રવદનને ભૂલી ગઈ છે. પણ ગુલાબના ઊંડા અંતરમાં ચંદ્રવદન જ હતો. માત્ર ચંદ્રવદન ગુલાબને ભૂલવા બારણાં બંધ કરી બેસતો.

ઘણા દિવસ ચાલ્યા ગયા. અકસ્માત્ ઘનશ્યામનું પણ મૃત્યુ થયું. હવે ગુલાબ એકલી પડી. તેની મા વહેલાં મરી ગઈ હતી. કુટુંબનાં બીજાં માણસો દૂરનાં સગાં હતાં. ઘનશ્યામે ટ્રસ્ટી તરીકે નંદનાથને નીમ્યા હતા. નંદનાથે ગુલાબને વ્યવસ્થા કરી આપી. એમનું અંતઃકરણ એક જ વાતે દુઃખી હતું: ગુલાબને ક્યાં આપવી ?

ગુલાબ નંદનાથને ત્યાં વારંવાર જતી. પરંતુ બારીમાંથી કોઈ તેના તરફ જોતું ન હતું. નંદનાથે ગુલાબ માટે શશીભૂષણ નામનો યુવાન શોધી કાઢ્યો. એ વખત એમને લાગી આવ્યું કે એક અકસ્માત ન બન્યો હોત તો આજે ચંદ્રવદનને ગુલાબ સાથે મળેલી જોઈ પોતે આનંદ પામત. જ્યારે ગુલાબને ખબર પડી કે નંદનાથ શશીભૂષણ સાથે કાંઈ વાતચીતમાં રોકાય છે, ત્યારે તેણે એક દિવસ કહ્યું: 'દાદાજી! બાપુજીનું મન તમે સાચવતા નથી.'

નંદનાથ જરાક દુઃખી થઈને બોલ્યો: 'કંઈ બાબતમાં, બેટા?' ગુલાબે નીચે જોયું: નંદનાથ સમજ્યો.

'બેટા ! તને દુઃખી જોવા હું રાજી નથી. તારું સગપણ કોઈ પણ રીતે ચંદ્રવદન સાથે નહિ થાય, તું નિશ્ચિંત રહેજે–' નંદનાથ એમ સમજ્યો હતો કે ગુલાબના મનને એમ થયું છે કે એનું ભવિષ્ય હું ચંદ્રવદન સાથે જોડવા ઇચ્છું છું. તેથી જ આજે તે દુઃખને લીધે શરમ હઠાવી આટલું બોલી છે.

ગુલાબ કાંઈ બોલી નહિ. પણ જતાં જતાં કહેતી ગઈ: 'દાદાજી ! સરસ્વતીબ્હેનને જરૂર પૂછજો.'

'બેટા ! તું ચિંતા કરતી નહિ. ચંદ્રવદન દીકરો છે, પણ તું મારી દીકરી છે !'

સરસ્વતીને મળ્યા પછી નંદનાથ મોટી ચિંતામાં પડ્યો. ગુલાબની હઠથી ગુલાબ દુઃખી થાય; નંદનાથ પર લોકને આરોપ ચઢાવવાનું કારણ મળે; ને શશીભૂષણને આપેલું વચન વ્યર્થ જાય. શું કરવું ?

તે દિવસે નંદનાથ ચંદ્રવદન પાસે જઈ ચડ્યા. ચંદ્રવદને એક મોટી છબી કાઢવી શરૂ કરી હતી. કેટલાંક ચિત્રો અસ્તવ્યસ્ત પડ્યાં હતાં. નંદનાથ આવ્યા.

'ચંદ્રવદન ! તને અકસ્માત થયો એ દૈવેચ્છા હતી.'

'હા.'

'હવે એટલા માટે ગુલાબ આપણા કુટુંબમાં આવે તે ઠીક નહિ. ગુલાબ છોકરું છે. બાલહઠ ને સ્ત્રીહઠ છે, એની કુલમર્યાદા સાચવવા એ આપણા કુટુંબમાં આવવા આગ્રહ કરે છે. કાંઈક સરસ્વતીની દોસ્તી પણ ખરી. પણ સાચી ઉદારતા એને ઝંપલાવતી બચાવવામાં છે !'

ચંદ્રવદન બોલ્યો. એનું ફિક્કું મુખ આજે પ્રકાશ્યું. 'મારો પણ એ જ અભિપ્રાય છે. અકસ્માત થયા પછી—'

એ બોલતાં એના ચહેરા પર ગ્લાનિ આવી—‘ હું ગુલાબને ઓળખતો પણ નથી તેવી રીતે વર્ત્યો છું !’

‘ છતાં હું તને ચેતાવું છું. તું ગુલાબને સમજાવજે. ન માને તો ધિક્કારજે. પણ એ સુખી થાય તેમ કરવાનો આપણો ધર્મ છે !’

નંદનાથ ગયા. આજે હવે ચંદ્રવદનની ઓરડીની બારી ખૂલી હતી. નંદનાથ ગયા પછી ચંદ્રવદન ઊભો થયો. હાથમાંની છબી તરફ જોઈ રહ્યો: પોતે ખોડવાળો છે એ ઘડીભર ભૂલી ગયો.

‘ ઓ પ્રભુ ! તું જાણે છે કે હું ગુલાબને કેવી—કેટલી ચાહું છું !’

તે બારી બંધ કરવા ગયો ત્યારે તેના હાથમાંથી છબી ખુરશી પર પડી રહી. તેની આંખમાં આંસુ હતાં. કોઈ જલદીથી બારી પાસેથી દોડી ગયું એમ તેને લાગ્યું. તેણે આંખ સાફ કરી પણ ત્યાં દોડનાર બહુ દૂર પહોંચી ગયેલ.

તે દિવસે વરસાદ પડ્યો હતો. રાત્રિ ઘોર અંધારી હતી. ચંદ્રવદને સહેજ પવન લેવા બારણું ખોલ્યું, પણ બહાર હજી વરસાદના છાંટા પડતા હતા. થોડી વાર પછી તેણે બારણું બંધ કર્યું. અને દીવો સળગાવી એક છબી પર થોડુંક કામ અધૂરું હતું તે પૂરું કરવા પ્રયત્ન કરવા લાગ્યો.

અચાનક એની ખુરશી પાછળથી ગુલાબનો મધુર હાથ પીંછી પર પડ્યો !

‘ ચંદ્રવદન, છબી ચીતરો છો તે પોતે જ આંહી છે,’ ચંદ્રવદન સફાળો ખડો થયો. ‘ ગુલાબ ! ગાંડી થઈ

છે? હાથે કરીને દુઃખી થાવું છે? હું અપંગ છું—વિચાર કર! તું આંહી આવી શી રીતે?'

'એ તમારે શોધી કાઢવાનું છે. ખરો પ્રેમ ગમે ત્યાં રસ્તો કરી શકે છે અને હું તમને હજી એટલા જ ચાહું છું.'

'જો આ હાથપગ! આંખ નિસ્તેજ છે!'

'નિસ્તેજ આંખમાં આ આત્માનું તેજ ચળકી રહ્યું છે. તમે તમારી ખોડથી વધારે વહાલા લાગો છો!'

'પરંતુ હું તને ધિક્કારું છું. મને તારા પર પ્યાર નથી. મને અપંગને અપયશનો ભાગી ન બનાવ.'

'તમારી છબી જુદું જ કહે છે,' ગુલાબનો મધુર સ્વભાવ ખીલી નીકળ્યો. ચંદ્રવદન કાંઈ બોલે તે પહેલાં તેણે તેનો હાથ પકડી લીધો: 'તમે અપંગ છો માટે જ બીજા કરતાં તમારે આ ગુલાબના હાથની વધારે જરૂર છે!'

'દસ વાગ્યે ચોરની પેઠે બારી પાસેથી તું દોડી ગઈ હઈશ!'

ગુલાબે હસતાં હસતાં જવાબ આપ્યો; 'ના, ના, હું ન હતી. એ તો તમે હમણાં બારીમાંથી ચોરી નથી કરતા માટે સ્વપ્નું આવ્યું હશે.'

બહાર વરસાદ તૂટી પડ્યો.

ગુલાબ બોલી: 'હવે હું ભીંજાઉં માટે ઘેર નહિ જાઉં. વળી તમને શરદી લાગે તો સગડી કોણ સળગાવે?'

*

બીજે દિવસે ખબર પડી કે શશીભૂષણ ચાલ્યો ગયો હતો. ગુલાબે ઠાવકે મોંએ કહ્યું: 'કદાચ એણે બારીમાંથી

ચોરી કરી તેની શિક્ષા થઈ હશે. વખતે તમે બારીમાંથી ચોરી કરી તેની શિક્ષા અપાવવા ગયો હોય ! અને—' ગુલાબે હસતાં હસતાં ઉમેર્યું—' વખતે ધનશ્યામની પુત્રીના રસ્તામાંથી ખસ્યો હોય !'

*

શશીભૂષણ ચાલ્યો ગયો, કારણ કે ધનશ્યામના એના પર ઘણા ઉપકાર ચડ્યા હતા. અને રહેશે તો પોતે ગુલાબના જીવનમાં કંટકરૂપ બનશે એમ તેને ખાતરી થઈ ચૂકી હતી. પણ એ ખાતરી આપનાર ગુલાબ જ હતી એ ખબર તો ચંદ્રવદનને બહુ મોડેથી પડી. તેણે ગુલાબને કહ્યું: ' આ જાણ્યા પછી હું તને વધારે ધિક્કારું છું !'

' એ ધિક્કારની નિશાની બતાવવા માટે જ તમે આ ચિત્રમાં મારા ગાલ પર તલ નથી છતાં તલ કર્યો લાગે છે !' ગુલાબે હસતાં હસતાં કહ્યું.

૧૯૧૯ : ૨૦

# આપઘાત

'**બા**! હવે એક જ ઉપાય છે!' જગમોહન પોતાના નાના મઢૂલી જેવા ઘરમાં ચિંતાતુર બેઠો હતો. ને અંતે તેમાંથી એક માર્ગ મળ્યો હોય તેમ થોડે છેટે એટલી જ ચિંતામાં બેઠેલ પોતાની મા તરફ ફરીને બોલ્યોઃ 'બા! હવે એક જ ઉપાય છે!'

કસ્તૂરબાઇએ શોકમાં ગરકાવ થયેલું પોતાનું મોં ઊંચું કર્યું ને તે ધીમેથી બોલીઃ 'શું બેટા?'

'એટલું જ કે હું પરદેશ જાઉં!'

આ નાના કુટુંબ પર હમણાં જ એક આફત વીતી ગઇ હતી; જગમોહનનો પિતા કરજ મૂકીને મરી ગયો હતો. ને તે કરજ માટે લેણદાર તાકીદ કરતો હતો.

જગમોહનના શબ્દોથી ઘરના એક ખૂણામાં થોડોક સંચાર થયોઃ ને પોતાના ઘૂમટામાંથી જગમોહનની વહુ વીજળીએ જગમોહન સામે દિલગીરીભરેલી દૃષ્ટિએ જોયુંઃ આ દૃશ્ય તરફ કસ્તૂરબાઈની દૃષ્ટિ ગઈ. ને તે તરત તડૂકી ઊઠીઃ 'અને આ મારી 'મોસલ'નું શું થાય? જો તો એના બેસવામાંય ઢંગ છે! અને પાછું મિજાજનું પૂતળું!'

સાસુના શબ્દો વીજળીને બાણુની માફક વીંધી રહ્યા. પણ નાનપણથી જ આ કુટુંબમાં આવેલી, તેથી આવા નિત્યવ્યવહારથી ટેવાઈ ગયેલ હતી. વળી પોતાના પિયરમાં સગું કહેવાય તેવું કોઈ હતું નહિ. જગમોહનના પાતળા દયાભર્યા ચહેરા પર એનો બધો આધાર હતો.

'મા! જો તમે સંપીને રહો તો હું બેચાર વર્ષ સુખેદુઃખે પરદેશમાં કાઢું ને આપણા ઘરની આબરૂ જળવાય,' જગમોહને દીર્ઘદૃષ્ટિ વાપરી માતાના સ્વભાવની ઉપેક્ષા કરી.

તે રાત્રે વીજળીએ રોતાં રોતાં જગમોહનના ખોળામાં માથું મૂક્યું: વીજળીને આજ હવે ખરું પિયર સાંભર્યું, એના ગામનાં ઝાડવાં ને નદી બધાં જ મનુષ્યો હોય તેમ સામે ખડાં થયાં.

'જો વળી હિમ્મત હારી બેઠાં કે?'

વીજળી બેઠી થઈ. આંખ લોઈ એકીનજરે જગમોહન સામે જોઈ રહી.

'પણ સારે શું કરું? તમે જુઓ છો નાં? જેમ સાસુજીને વધારે નમું છું તેમ વધારે ખૂંદે છે!'

'હોય. એમ ચાલ્યાં જ કરે. તું ઘૂંટડા ઉતારી ઉતારી આ ઘરને અમૃતસાગર જેવું બનાવે છે!'

'પણ હું સાથે આવું તો?'

'પછી હું તને તેડાવીશને!' જગમોહને હસીને કહ્યું: 'અને બોલ, તારા માટે શું લાવવું છે?'

'મારા માટે?' વીજળીએ ઉદાસીનતાથી પ્રશ્ન કર્યો.

'તું કહે, શું જોઈએ ?'

વીજળીએ જમીન તરફ જોયું. ખારા સંસારમાં જગમોહનની મીઠાશ એને કંઈ કંઈ કરી નાખતી હતી. એ અબોલ જ રહી.

જગમોહન પોતે જ બોલ્યો: 'તને સાંભરે છે ? તે દિવસે શેઠની દીકરીના કાનમાં હીરાના 'એરીંગ' જોઈ શું થયું હતું ?'

વીજળી હસી પડી: 'હા. શું થયું હતું ? કાંઈ નહિ.'

'ના, ખોટું. તારા માટે એવાં જ એરીંગ લાવું ત્યારે—' જગમોહન બોલતો અટક્યો. પોતે એક મુફલીસ માણસ સ્ત્રી પાસે બડાઈ કરતો હતો એનું તેને ભાન આવ્યું.

વીજળીએ તેના સામે જોયું, એણે જગમોહનના મોં પર ઉદાસીનતા પ્રસરતી દીઠી.

'જોયું મને હિમ્મત આપો છો ને મારે માટે તમે . . .' વીજળી વધારે બોલી શકી નહિ. તે રાત્રિ દંપતીએ આનંદમાં, શોકમાં, અર્ધનિદ્રામાં ને તૈયારીમાં વિતાવી. બીજે દિવસે જગમોહન મુંબઈ જવા રવાના થયો. તે દિવસે જ કસ્તૂરબાઈએ મહાપુરાણ ખોલ્યું: 'અભાગણી ! બાઈને તો સાહેબજાદી થાવું છે ને ધણી તો બિચારો 'રાન રાન ને પાનપાન' છે.'

વીજળી કોઈ દિવસ પ્રત્યુત્તર આપતી જ નહિ. ને કસ્તૂરબાઈને એમ દ્વંદ્વયુદ્ધમાં સમાન પ્રતિસ્પર્ધી ન મળવાથી યુદ્ધનો ઉત્સાહ ચાલ્યો જતો ને તેને સ્થાને એકલતા સાલતી.

જગમોહને મુંબઈ જઈ પહેલાં નોકરીમાં ને પછી

વેપારમાં ઝુકાવ્યું. ચારપાંચ વર્ષે કાંઈક એવો પાસો પડી ગયો કે જગમોહન ઠીકઠીક કમાયો. હીરાનાં એરીંગ ખરીદ્યાં, વળી પાછો સપાટામાં આવ્યો, ને પડતો પડતો પણ કાંઈક સ્થિતિસર બચી ગયો. લક્ષ્મીચંદ શેઠની દુકાનનો મુખ્ય મુનીમ ને બે આની ભાગદાર બની હાલ એટલામાં જ સંતોષ માની રહ્યો.

ત્યાર પછી જગમોહન પોતાને ગામ પાછો ફર્યો. હજી કસ્તૂરબાઈની એટલી જ કર્કશ જીભ અસ્ખલિત વાઙ્મય ચલાવી રહી હતી. પહેલો પ્રહાર તે દિવસે જગમોહન ઉપર જ પડ્યો. જગમોહને માતા પાસે ટ્રંક ખોલ્યો: જુદી-જુદી નવીન ચીજો ને ઘરેણાં દેખાડ્યાં. એક ડાબલી જુદી સંતાડી. કસ્તૂરબાઈએ કહ્યું: 'એ શું છે, બેટા?'

'એ તો મા! હીરાનાં એરીંગ!' જગમોહન આનંદમાં બોલતાં બોલી ગયો.

'હીરાનાં? શું કરવા?'

જગમોહને જાણ્યું કે હવે માતાનો સ્વભાવ પણ કાંઈક સુધર્યો હશે. તે હસીને બોલ્યો: 'શું કરવા માડી! બીજું શું કરવા? આ પહેરશે.' ઘરના ખૂણામાં જાણે પોતાને કૌતૂકસ્વભાવ ન હોય તેમ વીજળી બેઠી હતી તેના તરફ જગમોહને જોયું ને બોલ્યો: 'આ પહેરશે!'

થઈ રહ્યું. કસ્તૂરબાઈએ તે દિવસે જગમોહનને કલિયુગનું માહાત્મ્ય ને આચારવિચાર ઉપર એક લાંબું ભાષણ આપ્યું ને ઉપસંહાર કરતાં બોલી: 'તમે હવે આજકાલનાં છોકરાં બૈયરનું ઉપરાણું ખેંચો છો પણ તમારી

બાયડીઓ તમને દાદ આપે તેમ નથી. તેમ આ બાયડીઓ પવાલું દળીને પણ આપે તેમ નથી. અમારાં શરીર ને અમારો ધર્મ એ બધું હવે જાવા બેઠું છે. ઇશ્વર કરે તે ખરું.'

કસ્તૂરબાઈની ચોકી તે દિવસથી વધારે મજબૂત બેઠી. પોતાના નિષ્કંટક રાજમાં કોઈ છિદ્ર શોધી ન જાય માટે આખો દિવસ વીજળી વિદ્યુતશક્તિ હોય તેમ તેનો ઉપયોગ કરતી. વીજળી જગમોહનના ઓરડા તરફ પગ વાળે, ત્યાં સાસુને એકદમ કરવાનું કાંઈ કામ સાંભરે જ. વીજળીએ પણ દિવસે જગમોહન પાસે બેસવાનું મૂકી જ દીધું ને સાસુની પાસે કામ ન હોય તોપણ બેસે.

આમ કરતાં જગમોહનને જવાનો દિવસ પાસે આવ્યો. વીજળી પણ જવાને તૈયાર થઈ. કસ્તૂરબાઈને આ રુચ્યું નહિ. તેણે તો દીકરાને એકલો જ તૈયાર કર્યો.

ફરીવાર પણ જગમોહન એકલો જ ગયો. ને વીજળી તથા કસ્તૂરબાઈનો અખંડ વ્યવહાર એમ ને એમ ચાલ્યો!

જગમોહનની વધતી જતી ચાલાકી ને શેઠનો તેના પર પ્યાર એ વાત કેટલાક ગુમાસ્તાઓને ગમી નહિ. મુંબઈનાં મોટાં ઘર બહારથી રોનકદાર દેખાય છે એટલું જ, બાકી અંદર એટલું જ ઝેર ભર્યું હોય છે. જગમોહન આવ્યા પછી થોડા જ દિવસે શેઠ લક્ષ્મીચંદના ઘરમાં વાત થતી હતી:

'દાદુ! પણ આનો ઉપાય નથી કે શું?'—વાંકી સેંથી, જાડું શરીર ને બોલનારના ચહેરા પર પથરાયેલી

વિલાસપ્રિયતા જોઈ આ સાદા શબ્દોનો ભાવાર્થ કોઈને પણ મુંઝાવે. શેઠની સ્ત્રી રૂક્ષ્મણી પોતાના નોકરને જગમોહનની જ વાત કરી રહી હતી.

'કરીએ તો ઘણુાય છે ને ન કરીએ તો કાંઈ નથી.'

'ત્યારે સમજને! થાતો રોગ ને ઊગતો દુશ્મન મૂળમાંથી ડાંભ્યાં જ સારાં.'

'પણ એ હવે શેઠની જીભ થઈ પડ્યો છે!' દાદુએ વરાળ કાઢી: 'કાલે બીજી શેઠાણી લાવવી હોય તો તે એટલું પણ કરે તેમ છે!'

'ભલે ને આવતી હોય તો આવે. આ ઘરમાં બિચારી સુખી થશે!' શેઠાણીએ તીરછી આંખ કરી જવાબ વાળ્યો: ને જરાક હસી નીચે જોઈ ગઈ. દાદુનો ને શેઠાણીનો સંબંધ જૂનો હતો. તે આજથી પાછો શરૂ થયો. દાદુએ જગમોહનને ઉખેડી નાંખવાનું માથે લીધું.

એક દિવસ જગમોહન રાત્રે સિનેમામાંથી પાછો ફરતો હતો તેટલામાં એને કોઈએ બોલાવ્યો. જગમોહને પાછું ફરી જોયું. દાદુ એને બોલાવી રહ્યો હતો.

'કેમ દાદુ?'

'શેઠ બોલાવે છે!'

'અત્યારે?'

'હા. વાલુકેશ્વર છે.'

શેઠ આમ અચાનક જગમોહનને ઘણીવાર બોલાવતા. એટલે જગમોહન દાદુ સાથે મોટરમાં બેસી રવાના થયો. રવાના થયો તે થયો ને ત્યાર પછી શેઠ લક્ષ્મીચંદના ગમે

તેટલા યત્ન છતાં તેનો પત્તો લાગ્યો જ નહિ. શેઠાણીએ કહ્યું:

'આ તમને ઠીક શિક્ષા થઈ. અજાણ્યા માણસો ગોતી કાઢો છો તે!'

'પણ હજી કાલે તો સિનેમામાં હતા!' દાદુએ સાક્ષી પૂરી.

'હશે, પોલીસ તપાસ તો કરે છે, થાય તે ખરું. દાદુ! મોટર તૈયાર કર તો!'

શેઠ નીચે ચાલ્યા ગયા.

'આ બિચારા શેઠ!' શેઠાણી હસી પડ્યાં.

'દાદુ! જોજે હો. પોલીસ પણ આપણી જ છે ના?'

'હાસ્તો!'

'પત્તો લાગે તેમ નથી નાં?'

'જમીન પોતે બોલે તો લાગે!'

'ઠીક છે. એ પણ જાણતો ગયો કે મુંબાઈમાં વૈભવ શેઠનો છે પણ રાજ તો શેઠાણીનું જ છે!' દાદુ શેઠની મોટર તૈયાર કરવા ચાલ્યો ગયો: ને શેઠાણી જગમોહન-જવાથી, વિલાસની નવી નવી શોધમાં ગૂંથાયાં. જગમોહન એના સ્વચ્છંદી જીવનને પામી ગયો હતો ને શેઠને પણ ચેતાવી ચૂક્યો હતો. આ ખબર મળતાં શેઠાણીએ એનો ઉપાય તુરત કર્યો. હજાર ધંધામાં હજાર રીતે પરોવાયેલા શેઠના મગજમાં આ પરિસ્થિતિ પર શાંત વિચાર કરવા જેટલી પણ જગ્યા ન હતી. ને જગમોહન—વીજળીનો એક જ આરામ—ગયો.

જગમોહનના ગુમ થવાના સમાચાર પછી, વીજળીનું

મૌન તૂટ્યું. એને કસ્તૂરબાઈના ઘા હવે અસહ્ય થઈ પડ્યા. એણે હવે મુંબઈ જવાનો નિશ્ચય કર્યો. ને એક રાત્રિએ હિમ્મત કરી ઘર છોડ્યું. છોડતાં વિચાર થયો કે હીરાનાં એરીંગ સાથે હોય તે ઠીક નહિ. ને સાસુ પણ વગોવે કે હીરાનાં એરીંગ લઈ નાસી ગઈ. ધીમે રહી પાછા ફરી એને બારીમાંથી જ પડતાં મૂકયાં, ને સવારની વહેલી ટ્રેનમાં મુંબઈ ઊપડી ગઈ!

વીજળી મુંબઈ પહોંચ્યા. જગમોહનનું સરનામું હતું એટલે શેઠને ત્યાં ગઈ: શેઠ લક્ષ્મીચંદ મુખવાસ લઈ હીંડોળે ઝૂલતા હતા, ને શેઠાણી અડપલાં કરતાં સામે બેઠાં હતાં: એટલામાં ભૈયો આવ્યો.

'સાહેબ! કોઈ વીજળીબાઈ આવેલ છે!'

'વીજળીબાઈ!' શેઠ આશ્ચર્યમાં શેઠાણી સામે જોયું!

'શું કહે છે?'

'આપને મળવાનું.'

'તો આવવા દો.'

ગ્લાનિભરેલી વ્યાકુળ વીજળી આવી: એનાં વસ્ત્રો પણ અસ્તવ્યસ્ત હતાં

'કેમ બાઈ?'

વીજળી ગભરાણી: શેઠાણીને જોઈ હિમ્મત આવી. શેઠાણી પાસે ગઈ: 'હું આવી છું તમારા મુનીમને મળવા. એ મારા ઘરવાળા થાય.'

શેઠનો સ્વર નરમ પડી ગયો: 'હા બાપુ. બહેન! પણ—પણ એનું તો કોઈ બદમાસે ખૂન કર્યું છે. પોલીસે આજે એવા સમાચાર આપ્યા!'

આભ તૂટે તેમ વીજળી મોકળે સાદે રોઈ રહી. શેઠાણીનું હૃદય પણ પીગળ્યું:

'બાઇ, બનનાર બની, હવે તું મારી પાસે રહે.'

'હા, બાઈ! આંહીં તને ઊની આંચ નહિ આવે. મુનીમનો હિસાબ ચોખ્ખો કરી, પૈસા ચુકાવી આપશું; તમારે છોરું છે?'

'ના, બાપુ કોઈ નથી: હું ને મારી સાસુ બે જ જણાં છીએ.'

'ઠીક તું આંહીં રહે; તારી સાસુને પાછળથી તેડાવી લેશું!'

વીજળી કસ્તૂરબાઈના સ્મરણથી ધ્રૂજી: તે બોલી: 'મારે પૈસા જોતા નથી. તે મારી સાસુને મોકલાવજો. હું આંહીં એકલી તમારે ત્યાં રહીશ.'

'વારુ.'

વીજળી ત્યાં રહી.

વીજળી આવી ત્યારે જ દાદુની નજર ફરી હતી. તે એક રાત્રે વીજળીના ઓરડામાં પેઠો. વીજળી સફાળી બેઠી થઈ. દાદુ આગળ વધ્યો. વીજળીને કાંઈ ઉપાય હાથ લાગ્યો નહિ. તે ગાભરી ગાભરી બારણા તરફ દોડી, પણ તે સજ્જડ બંધ હતું. બારીને ખેંચી તો તે ઊઘડી ગઈ, ને ચંદ્રનો ઉજાસ ઘરમાં વ્યાપી ગયો.

'કોણ? મારા પીટયા દાદુ!'

દાદુએ દોડીને એક જ સપાટે એનો સાલ્લો પકડી લીધો. પણ સાલ્લાનો ફાટેલ કકડો ને 'ઓ નાથ! તમારા

શરણુમાં ' એટલા શબ્દો માત્ર દાદુ પાસે રહ્યા. વીજળીએ ગભરાટથી બીજો ઉપાય નથી એ જોઈને પોતાનું શીલ બચાવવા બારીથી નીચે પડતું મૂક્યું હતું !

*

બીજે દિવસે જ્યુરીએ શાંત રીતે અભિપ્રાય આપ્યો: ' વીજળી નામની ગામડાની અજાણી બાઈએ અવ્યવસ્થિત મગજ હોવાથી બારીએથી પડતું મૂકી પોતાનું ખૂન કર્યું છે.'

કસ્તૂરબાઈને આ ખબર મળ્યા ત્યારે બરાબર રોયાં. વિધિસર કૂટયું ને કળજુગનો મહિમા પોતાના ઘરમાં પ્રવેશ ન કરી જાય માટે બરાબર સૂતક પાળ્યું !

હજી કસ્તૂરબાઈ હમેશાં આઠ વખત દર્શને જાય છે ને કહે છે કે ' આ બધી શ્રીનાથજીની લીલા છે ! '

૧૯૨૨

# દર્શનની પ્યાસ

ગામથી થોડે દૂર વહેતા ઝરણા સિવાય બીજું કોઇ જાગતું ન હતું. સીમમાં તદ્દન અંધકાર હતો ને વરસાદનાં છાંટણાંથી જમીન થોડી થોડી ભીની થઈ હતી. આ અંધકારને ભેદીને, એક જુવાન આગળ ધસતો હતો. તેનામાં આગળ જવાની ત્વરા જણાઇ આવતી હતી: ઝરણાની ડાબી બાજુ તે વળ્યો. ને થોડે દૂરથી આછો ઉજાસ આવતો હતો તે તરફ ગયો: થોડીવારમાં જ જંગલમાં એના શબ્દનો પડઘો ગાજી રહ્યો:

'ગુરુદેવ !'

એના શબ્દના જવાબમાં ઝૂંપડીનું બારણું ખૂલ્યું, ને લાકડાના તાપના પ્રકાશમાં એક વૃદ્ધ પણ તેજસ્વી ચહેરો દૃષ્ટિએ પડ્યો. તે આ અવાજથી જરા ખિજવાયા જેવો દેખાતો હતો:

'કોણ ?' એણે પૂછયું.

'હું હરદયાલ !'

'હા,' તે વૃદ્ધ સમજી ગયો હોય તેમ બોલ્યો: 'ઠીક. ત્યારે તેં નિશ્ચય કર્યો ?'

'ગુરુદેવ! હા.'

વૃદ્ધે એકદમ જુવાનના ચહેરા તરફ જોયું. તે આકાશ તરફ નજર કરીને બોલ્યો:

'તારામાં ધીરજ છે?'

'માપ કાઢો!'

'તેર વર્ષ લાગશે!'

'રામવનવાસનું ચૌદ વર્ષનું દૃષ્ટાંત છે!'

તે વૃદ્ધ અંદર ગયો, ને હરદયાલને અંદર આવવા નિશાની કરી. તેની નાની પણ સ્વચ્છ ઝૂંપડીમાં વચ્ચે ધૂણીમાં દેવતા ધપતો હતો, ને તેમાં એક મોટું તોતિંગ લાકડું જાગવા મૂક્યું હતું. એક તરફ ધૂણીની રાખમાં ચાપિયો બેસી, ઉપર કળશો મૂકી—કાંઈક ઉકાળો મૂક્યો હતો. અભરાઈ પર થોડીક શીશી, લોટો, પ્યાલો, મૃગચર્મ ને એક તરફ નાની ડોલ. આખી ઝૂંપડીમાં આટલી જ સમૃદ્ધિ હતી. વૃદ્ધે મૃગચર્મ પર આસન લગાવ્યું, ને હરદયાલને સામે બેસાર્યો:

'વિચારમાં શક્તિ છે,' તે વૃદ્ધ બોલ્યો: 'અને વિચારમાં પુનર્જીવનની કલા છે!'

હરદયાલે માત્ર માથું ધુણાવ્યું:

'જો વિચાર કરી લે, આ કામ અતિ મુશ્કેલ છે.'

'મારો નિશ્ચય અડગ છે.'

'ઠીક ત્યારે, તૈયાર થા.'

'તૈયાર છું!'

'સાંભળ. જેને તમે ખાળી શકતા નથી તે આત્મા લાગણી

વિનાનો જડ પદાર્થ નથી. તે તદ્દન શૂન્ય નથી: ભાવના અને સ્નેહના સામટા બળથી એને એક વખત પુનઃ લા ગ ણી પ્ર ધા ન સ ત્ય બનાવી શકાય છે. લાગણીને આકાર છે : સમજ્યો ?'

'હા.'

'ત્યારે વાતાવરણમાં આ લાગણીના પડછંદ પડે છે. ને તે વાતાવરણમાં ફરતાં પ્રાણુતત્ત્વો ઝીલે છે.'

'એટલા માટે મૃત્યુ પામેલ મનુષ્યના વાતાવરણ જેવા સૂક્ષ્મ સ્વરૂપને, શ્રદ્ધાથી, મૂર્તિમાન કરી શકાય. આપણા અભ્યાસનો આ વિષય છે. હવે કાલે આવજે.'

હરદયાલ ત્યાંથી કંઈક વિચારમાં ચાલતો થયો, ને ઝૂંપડીના પાછળના ભાગમાં બાવાજીએ બતાવેલ હૂંફવાળા ખંડમાં ચાલ્યો ગયો. રાત્રિ પાછી શાંત થઈ ગઈ.

હરદયાલને આજકાલ પ્રયત્ન કરતાં દસ વર્ષ વીતી ગયાં. એની યુવાવસ્થા પર પ્રૌઢપણાની છાયા આવવા લાગી. પણ તેણે કશાને ગણકાર્યું નહિ. હરદયાલ ધૂની માણસ હતો. જે ધૂન લાગે તે મૂકતો નહિ. એને આજે એક જ ધૂન લાગી હતી કે ગમે તે રીતે પોતાની મરેલ માતાને જોવી. એની માતા મૃત્યુ પામી ત્યારે એના કુમળા હૃદય પર એવી અજબ અસર થઈ હતી કે કોઈ રીતે તે ભુસાણી નહિ. એ બહુ નાનો હતો ત્યારે જ એનો પિતા ચાલ્યો ગયો હતો. અને તેથી માતા મૃત્યુ પામી ત્યારે એ અનાથ થયો. એની એવી એકલતાથી એની મા, છેક છેલ્લી ઘડી સુધી એને વિષે ચિંતા કરતી વિષાદમય અવસ્થામાં ચાલી ગઈ. આજે

દસ દસ વર્ષ થયાં તે એક જ ધ્યાનમાં હતો. અંતે ગુરુદેવે કીધો હતો તે દિવસ આવ્યો: તે દિવસે બરાબર મધ્યરાત્રે ગુરુદેવ શારદાચરણ હરદયાલ સાથે બહાર આવ્યા. આખા જંગલમાં ગંભીર શાંતિ હતી. ઉપર આકાશમાં અનેક તારાઓ ડોકિયાં કરી રહ્યા હતા.

શારદાચરણે હરદયાલના ખભા પર હાથ મૂક્યો:

'હરદયાલ! ઉપર શું છે જો!'

ઉપર અનંત તારા હતા.

'ગુરુદેવ! કાંઈ નથી.'

'જો, ફરી જો.'

હરદયાલે ફરી ઊંચે જોયું. તે દૃઢ સ્વરથી બોલ્યો:

'ગુરુદેવ! કાંઈ નથી.'

'હરદયાલ!' શારદાચરણે ગંભીર બનીને જવાબ વાળ્યો: 'આકાશમાં જે અનંત તારા છે તે દરેક જડ પદાર્થ જ નથી. જગતમાં જડ ને ચૈતન્ય એવા બે ભેદ નથી. ઓછું ને વધતું ચૈતન્ય એવા ભેદ છે. અનંત તારાની અનેક અસર નીચે તું કામ કરી રહ્યો છે. જો ચંદ્રની અસર વનસ્પતિ પર ને સમુદ્ર પર છે.

'તો આટલું કહેવું વધારેપડતું છે કે તેની . . . અસર મનુષ્ય પર પણ છે? ને જેમ કુમળા અવયવને પડેલો ઘા વધારે દૃઢ બને છે તેમ જ્યારે મનુષ્ય પહેલો જ પૃથ્વી પર આવે ત્યારે તેના પર થતી અનેક ગ્રહોની અસર વધારે સ્થાયી ને અચૂક દૃઢ હોય છે. સમજે છે?'

હરદયાલે માથું ધુણાવ્યું.

'તેં જોયું હશે કે ચંદ્રગ્રહણ વખતે ઘડીવાર સારી સૃષ્ટિમાં એક જાતની ગંભીર ગ્લાનિ છવાઈ રહે છે. વનસ્પતિસૃષ્ટિ ને જળ તદ્દન શાંત ને ગંભીર બની જાય છે: પાંદડાં નમી જાય છે: પક્ષીઓ મૂક બની જાય છે: ને મનુષ્યના મન ઉપર એક જાતની શેહ પડે છે.'

'હા.'

'ત્યારે જે વ્યવહારને જગત મૂર્ખ ગણે છે તે મૂર્ખ નથી, પણ એટલો બધો સૂક્ષ્મ ને સંપૂર્ણ છે કે તેમાં કાંઈક ખામી કયાંકથી પણ આવી જાય છે. આ વ્યવહાર ગ્રહોની માનવજીવન પર થતી અસર વિષે છે.

'હવે તેવી જ રીતે મૃત્યુ પછી કર્મની જીવન ઉપર અસર છે ને તેથી પ્રાણતત્ત્વનો આવિર્ભાવ દુષ્કર જણાય છે તે એના સાચા નિયમોના અભાવે. આજે તું તારી જેટલી માનસિક તુલા બદલી શકશે તેના પર વિજયનો આધાર છે. કારણ કે જેમ ચામડી વિનાનું શરીર જરાક પણ સ્પર્શ ખમવા અશક્ત છે, તેમ શરીર વિનાનો આત્મા જરાક પણ લાગણી જોવા અશક્ત છે. તને જે ઘડીએ લાગણી થશે તે ઘડીએ આ અદ્ભુત દેખાવ અદૃશ્ય થશે.'

એટલું બોલી શારદાચરણ એકદમ ઝૂંપડીમાં ચાલ્યો ગયો: અને ત્યાં—એક સ્વચ્છ આસન પર બેસી ગયો. હરદયાલ તેની પાછળ ગયો ને એની સામે બેઠો. શારદાચરણના ભવ્ય કપાલમાં તેજની છાયા હોય તેવી ત્રણ રેખા શોભા રહી હતી.

થોડી વારે શારદાચરણે હરદયાલ સામે જોયું. તે કાંઈ

બોલ્યો નહિ, પણ તૈયાર રહેવાની સૂચના કરી. શારદાચરણ ધ્યાનસ્થ હતો. એકાએક ઝૂંપડીની ચારે ભીંતો વચ્ચે સુગંધી પ્રસરવા લાગી. શારદાચરણે હરદયાલ સામે જોયું. તે તદ્દન દઢ ને નિશ્ચિંત બેઠો હતો.

અરધા કલાકમાં આખી ઝૂંપડી સુગંધીથી ભરાઇ ગઇ ને શારદાચરણની બરાબર સામે થોડે અધ્ધર આસમાની રંગનું વાદળ ઘૂમવા લાગ્યું. શારદાચરણે હરદયાલ સામે જોયું. દઢ રહેવાને માટે આ ત્રીજી વખતની આજ્ઞા હતી.

આછા આસમાની રંગના વાદળામાં એકાએક આકાર થયો, પણ તે હજી વર્તી શકાય તેવો નહિ હતો. હરદયાલ બહુ દઢતાથી પોતા પર સંયમ જાળવી રહ્યો. એની કુતૂહલ-વૃત્તિ ઠેકડા મારી રહી હતી, પણ શારદાચરણના એક દષ્ટિ-પાતે સૂચવ્યું કે જરાક પણ માનસિક તુલા ખોઈ કે તરત જ દસ–બાર વર્ષની મહેનત વ્યર્થ છે!

બીજા અરધા કલાકમાં આછા આસમાની રંગમાં નિર્દોષતાની મૂર્તિ જેવું, વિષાદની અતિરમ્ય છાયાવાળું સ્ત્રીમુખ દેખાયું. હરદયાલ ઘણા સંયમથી શાંત બેઠો રહ્યો. સ્ત્રીમુખ એની માતાનું જ હતું. એની મધુર આંખમાં આંસુનાં ટીપાંને બદલે કરુણરસનો પ્રવાહ હતો. હરદયાલ તેની સામે જોઈ રહ્યો. વાતાવરણમાં એવી ગંભીરતા હતી . . . શરીર વિનાના આત્માનું રૂપ એવું ભવ્ય હતું કે હરદયાલને ઊભા થવાનું કે નમન કરવાનું મન ન થયું. ન તે રોઇ શક્યો કે ન હસી શકયો. ભવ્યતા સામે શ્રદ્ધા બેસે તેમ અકથ્ય શાંતિમાં તદ્દન છાનો બેઠો રહ્યો. પણ તે જ વખતે એની દષ્ટિ

શારદાચરણ પર પડી. ગુરુદેવનો સંયમ શિષ્યના કરતાં વધારે વિજયી ન નીવડ્યો. શારદાચરણના ચહેરા પર કરુણરસની છટા પ્રસરતી હતી. ને હરદયાલ કાંઈ જુએ—કાંઈ બોલે તે પહેલાં, એનું નિશ્ચેષ્ટ શરીર જમીન પર ઢળી પડ્યું હતું. હરદયાલ એકદમ ઊભો થયો ને ગુરુદેવ તરફ દોડ્યો. પણ આછા આસમાની વાદળા તરફ એની આંખ ચોટી હતી ને તેનું શરીર તદ્દન નિશ્ચેષ્ટ પડ્યું રતું. હરદયાલે ઊંચે જોયું તો આકૃતિ લુપ્ત થઇ ગઈ હતી. ને . . . વાદળ ધીમે ધીમે ફેલાઇ વીખરાઇ જતું હતું.

હરદયાલે અત્યંત દુઃખથી શોકથી ગુરુનું શરીર ઢંઢોળ્યું. તેમાં કાંઈ ચૈતન્ય ન હતું. એ જ વખતે ઝૂંપડીમાંથી સુગંધ વહી જતી હોય તેમ તેને લાગ્યું. હરદયાલ પોતાના વર્ષોના પ્રયત્નને અંતે આ ફળ આવેલ જોઈ રડવા જેવો થઈ ગયો. . . . ગુરુદેવના એકાંત આસનમાં બળતા દીપક તરફ તેની દૃષ્ટિ ગઈ. ને અકસ્માત્ તે તરફ દોરાયો. દીપક પાસે એક પુસ્તક ઉઘાડું પડ્યું હતું, ને કોઈએ જાણી જોઈને તે અમુક જગ્યાએ જ ઉઘાડું મૂક્યું હતું. હરદયાલ ગુરુની ભવિષ્ય વર્તવાની શક્તિ જોઈ આશ્ચર્ય પામ્યો. . . . . . . પુસ્તકમાં નીચે પ્રમાણે લખ્યું હતું:

'જ્યારે વૃત્તિ એટલી બધી કેન્દ્રસ્થ થાય છે કે, એ બીજું કાંઇ જાણી શકતી નથી, ત્યારે આત્માનો આવિર્ભાવ થાય છે.'

'પ્રાણતત્ત્વ બોલાવી શકાય છે, પણ એને બોલાવવાની કિમ્મત ભારે છે. જેમ મધ્યરાત્રિની તદ્દન શાંત સ્થિતિમાં

નાનો શો અવાજ સાંભળી શકાય છે, તેમ પ્રવૃત્તિમાત્રને આટલી કેન્દ્રસ્થ કરનારા પુરુષ પ્રાણતત્ત્વ જોઈ શકે છે: જોઈ શકે છે પણ એના તરફ ક્યારેક ખેંચાઈ જાય છે. એકલા આત્માનું આકર્ષણ ઇંદ્રિયો વચ્ચે વીંટાયેલા આત્મા કરતાં, વધારે સ્થાયી ને બળવાન હોય છે.'

'પ્રાણતત્ત્વને બોલાવવું એ દોષ છે, એના કાર્યક્રમમાં એથી હાનિ પહોંચે છે. મૃત્યુ પછીનું સ્મરણ, જીવતાં કરતાં મરેલાંને, વધારે નુકસાન પહોંચાડે છે.'

'હરદયાલ! પ્રિય! તું મારો પુત્ર છે. તું બહુ જ નાનો હતો ત્યારે તારો તથા તારી માતાનો મેં ત્યાગ કર્યો હતો. આજે તેનું પ્રાયશ્ચિત્ત કરું છું.'

'હું તારી માતાની વિષાદમય અવસ્થા અને તે પણ આટલાં વર્ષ જોઈ કદાચ સ્વસ્થતા નહિ જાળવી શકું, એટલે મારું મૃત્યુ થશે. તું સંતોષથી રહેજે. મને હવે બોલાવીશ નહિ. તારી માતાના પ્રાણતત્ત્વ સાથે મારું પ્રાણતત્ત્વ પુનઃ પ્રયાણ કરશે.'

હરદયાલના હાથમાંથી પુસ્તક પડી ગયું. ઝૂંપડી વચ્ચે તે એકલો ઊભો રહ્યો ને મોટેથી બોલ્યો:

'ઓ પિતા! પાછા આવો. પાછા આવો! મારે આ અગમ્ય કોયડો ઉકેલવો નથી.'

પણ એના શબ્દો અંધકારમાં છુપાઈ ગયા.

# છેલ્લું ચિત્ર

જગત માત્ર પાંગળું નથી, આંધળું પણ છે. ઇન્દુ-કુમારની કલા જગતે છેવટ સુધી કબૂલ ન જ કરી. એની પીંછીનો રંગ ફરતો ત્યાં જીવતા મનુષ્યને બદલે જીવતો આત્મા આવતો. ઇન્દુના રંગમાં જેટલા ભાવ હતા તેટલા બીજા ચિત્રકારોની જીવતી મૂર્તિમાં ન હતા. પરંતુ જગત બેકદર છે. એ કાં પાંગળું બની શકે, અથવા આંધળું થઇ શકે. કાં બીજાનું દોર્યું દોરાય, અથવા અંધશ્રદ્ધામાં ઘસડાતું જાય. ઇન્દુની કલા બેકદર હૈદ્રાબાદમાં નીષ્ફળ નિવડી. આજે એ ચિત્રકાર હૈદ્રાબાદ છોડી પૂના જવા રવાના થયો. હૈદ્રાબાદ-થી પૂના તરફ જતી ટ્રેનમાં એ નિરાંતે મુસાફરી કરી રહ્યો હતો. પાસે એક પાણી પીવાનું પ્યાલું, એક નાની પોટલી અને એક નાની પેટી પડયાં હતાં. ચિત્રકારની શૂન્ય દૃષ્ટિ આકાશમાં હતી.

એણે આકાશના બધા ઊડતા રંગ પૃથ્વી પર આબેહૂબ ઉતર્યાં હતા. હવે તો પોતે જો આ ઝાંખા ભૂરા આકાશમાં રંગ થઇ મળી જાય, તો ભવિષ્યનો કોઇ ચિત્રકાર એ રંગમાંથી રડતો આત્મા ચીતરે !

ઇન્દુ આકાશ સાથે જ પ્રીતિ બાંધી રહ્યો હતો. જો કોઇ વેશ્યા જાપાનનું બારીક કાપડ પહેરી નૃત્ય કરે, તો નફ્ટ દુનિયા પૈસા ઉડાવવા તૈયાર છે! જો કોઈ એથી વધારે બારીક કાપડ પહેરે તો વધારે પૈસા ખરચવા તૈયાર છે! જગતને માત્ર આકાશી રંગ ન જોઇએ; કલા ન જોઇએ; સુંદર ચિત્ર ન જોઇએ!

ઇન્દુને પૂનામાં કોઇ જાણતું ન હતું. હૈદ્રાબાદ તો એ છોડવાની ખાતર છોડતો હતો. એનું જિગર હૈદ્રાબાદમાં હતું. હૈદ્રાબાદમાં એને આનંદ હતો; પણ એ શુષ્ક સ્થાનમાં કલાની પિછાન ન હતી. ઇન્દુએ એટલા જ માટે હૈદ્રાબાદ છોડયું.

ગાડીને પૂના પહોંચવાને થોડી જ વાર હતી. સૌ સુખરૂપ પૂના જોવા આતુર હતા. પરંતુ પૂના બેત્રણ કલાકના રસ્તા પર હશે, ત્યાં ગાડીને અકસ્માત થયો. સામેથી આવતી ગુડઝ ટ્રેન સાથે ઇન્દુની ટ્રેન અથડાઇ પડી. હજારો મનુષ્યો નિરાધાર થઇ પડ્યાં. ઇન્દુ પણ ભયંકર ઇજાથી બેભાન થયો.

ઇન્દુ પૂનામાં સ્થાયી રહેવાના ઉદ્દેશથી જતો ન હતો. હજી એનો 'રટુડિયો' હૈદ્રાબાદમાં જ રહેવાનો હતો. એક ચિત્ર વેચનાર સિવાય બીજું કોઈ હૈદ્રાબાદમાં ઇન્દુનાં ચિત્રો ખરીદતું નહિ. એટલા જ માટે નિરાશ થયેલો ચિત્રકાર આખા હૈદ્રાબાદમાં 'દીવાનો ઇન્દુ' એ નામથી જાણીતો હતો. માત્ર વેપારી ટેકચંદ એનાં ચિત્ર હમેશાં ખરીદતો ને કહેતો: 'ચિત્રકારનું મૃત્યુ એ ચિત્રકારની સૌથી પ્રખ્યાત જાહેર ખબર છે.' ઇન્દુ હસીને જવાબ દેતો: 'ત્યારે હું મરી જાઉં?' ટેકચંદ ગંભીર મુખ રાખીને સંભળાવતો: 'જરૂર; તમારા મૃત્યુ પછી

આ દરેક ચિત્ર કલાવીરની બેનમૂન કૃતિ બનશે. ત્યાં સુધી જગત હજી તૈયાર નથી!'

*

આ અકસ્માત પછી ઇન્દુને મૃત્યુ વહાલું લાગ્યું. ભૂલથી કે ગોટાળાથી જે મનુષ્યો અકસ્માતમાં મૃત્યુ પામ્યા હતા, તેમની યાદીમાં ઇન્દુનું નામ હતું. ઇન્દુએ એ ભૂલ સુધારી નહિ. પૂનામાં એ ભૂલ સુધારે તેમ કોઈ હતું નહિ. એટલે જગતે જાણી લીધું કે દીવાનો ચિત્રકાર ઇન્દુ હવે નથી. હૈદ્રાબાદનો તેનો એકાંત ઓરડો શાંત ઘોરતો હતો. જ્યારે હૈદ્રાબાદ અને આસપાસની દુનિયાને માલૂમ પડ્યું કે ચિત્રકાર ઇન્દુ હવે નથી, ત્યારે નાના બાળકની માફક જે નથી એને માટે જગતની લાલસા વધી! હૈદ્રાબાદ ઇન્દુનાં ચિત્રોની શોધમાં પડ્યું! ને ટેકચંદ એનો કુલમુખત્યાર હોવાથી એ મોંમાગ્યા દામ લેવા લાગ્યો!

ન્યાયાધીશ તારિકાપ્રસાદે જીવતા ઇન્દુને જોયો હતો; ને એ કલ્પનાના ભૂતને ચિત્રો ચીતરવાના ઢોંગ મૂકી દઇ કોઈ વધારે નફાકારક ધંધો કરવા શિખામણ આપી હતી. પણ આજે ઇન્દુના મૃત્યુ પછી તારિકાપ્રસાદને ઇન્દુની કૃતિ ખરીદવી હતી!

*

ઇન્દુ પૂનાથી પણ ચાલ્યો ગયો હતો. તેના મૃત્યુ વિષે કાંઇ શંકા જ ન હતી. ઇન્દુ એક નાના ગામડામાં ચાલ્યો ગયો ને ત્યાં ગામડિયાઓને રામકથા સંભળાવી પોતાનું

માડું ગબડાવવા લાગ્યો! નવરાશને સમયે એ નદીના કિનારા પર રેતીમાં, ટેકરીઓ પર ને વૃક્ષોના ઝુંડમાં બહુ રખડતો. ગામડિયાઓને આ જરા વિચિત્ર લાગતું. પણ ક્યારેક, મનુષ્ય વિચિત્ર છે એમ ધારી શહેરો તેને મારી નાખે છે, ત્યારે ગામડું તેને નિભાવે છે! ઇન્દુની વિચિત્રતા ગામડામાં ભુલાઇ ગઈ ને ધીમે ધીમે એને ત્યાં નાના ગામડાનાં ઘણાં મોટાં માણસો બેસતાં થયાં.

ઇન્દુને ત્યાં આનંદી હમેશાં દૂધ આપવા આવતી. આનંદીને ગામડાના લોકો તો આણદી કહેતા. મહિયારીનો આ જૂનો કોયડો હમેશાં નવો જ રહેશે. દૂધવાળી સાથેનો સ્નેહ જગત જોઈ જોઈને જૂનું થયું છે, છતાં હજી એ સ્નેહ એમ જ જોડાય છે. કદાચ આ કોયડો જૂનો થશે, ત્યારે જગત નવું ઘડાતું હશે!

ઇન્દુ ચિત્રોમાં રંગ પૂરતો ત્યારે આનંદી ક્યારેક તે જોવા ઊભી રહેતી. એમ કરતાં એ ચિત્રમય થવા લાગી.

એક દિવસ ઇન્દુને તાવ આવ્યો હતો. આનંદીનો માયાળુ હાથ આ પરદેશીના ગરમ કપાળ પર ફરી રહ્યો હતો. ઇન્દુ ધીમેધીમે આ મૂર્તિને ચિત્રમાં દોરવા મથતો હતો.

વખત જતાં આનંદી ઇન્દુની શિષ્યા થઇ. તે કાંઇક રસ લેતી પણ થઇ, ને એની બોલી પણ કાંઇક વધારે સ્વચ્છ ને સુંદર બની.

*

એક દિવસ એને ખબર પડી કે ઇન્દુ પૂના જવાનો છે. પાછલા પહોરનો વરસાદ હતો ને ઇન્દુનું ફળિયું છબછબિયાં

પાણીથી ભરાયું હતું. ત્યાં આનંદી આવતી હતી. ઇન્દુ પોતાના બારણામાં ઊભો હતો. હજી સંધ્યા પડતી જતી હતી; ને આજે સંધ્યા ખીલી હતી. પોતાનો નવરંગી સાળુ સાચવી તેને પાણી ન અડકે એમ જરા અધ્ધર લઈ આનંદી જાણે સંગીતનો સૂર કંઠમાંથી આવે તેમ ધીમે પગલે પાણીમાં છબછબિયાં પાડતી હતી! એની કાંબીનો રણકો પાણીમાં થયો કે નહિ તે ખબર નથી; પણ તે દ્વાર પાસે આવી ઊભી ત્યારે એના સુંદર પગ પર કાંબી કડલી વિના ન રહી. એ આખો દેખાવ સંગીતમય—કલામય—હતો. ઇન્દુ જાય છે ને કદાચ પાછો નહિ આવે એમ હતું. તેથી આનંદી રજા લેવા આવી હતી.

'હવે તમે જાઓ છો?' આનંદીએ કહ્યું.

'હા, કદાચ.'

આનંદી ઝાંખી પડી: 'હવે પાછા નહિ આવો?'

'વળી ક્યારેક આવીશ.'

આનંદીનો ચહેરો લેવાઇ ગયો. એ કરુણ છાપ ઇન્દુ જોઇ રહ્યો: 'એમ ગભરાઓ છો શું?'

આનંદી જરાક મીઠું હસી. એ હસવું વધારે રોવરાવે તેવું હતું! ચિત્રકારને એ ખૂંચ્યું. તે બોલ્યો: 'આનંદી! હું પાછો જરૂર આવીશ.'

આનંદી બધું બળ ભેગું કરીને બોલી: 'મને ભૂલતા નહિ હો!'

ઇન્દુ ચિત્રવત્ સ્થિર ઊભો રહ્યો. આનંદીનો સ્વર વિવેકભર્યો ન હતો—દર્દભર્યો હતો. આવી ધન્ય પળમાં

મનુષ્યનો આત્મા દેખાય છે. આત્મા દેખાય ત્યારે બેચાર કલા એકઠી થાય છે! આનંદીના સ્વરમાં સંગીત હતું; પરંતુ એ સંગીતની અસર થાય તે પહેલાં આખા ચહેરા પર પથરાયેલા કરુણતાભર્યો ભાવ હૃદયમાં પેસી જાય તેવું હતું. ને આનંદી પોતે :સૌન્દર્યમૂર્તિ તો હતી જ. એક કલાનો ઉપાસક આ ત્રણ કલાનો સંયોગ જોઈ સ્તબ્ધ ઊભો.

તે આખી રાત્રિ, આનંદી જે સમયે 'મને ભૂલતા નહિ, હો' એ શબ્દો બોલી તે સમયનો એનો ચહેરો લાવવા પીંછી અને રંગ પર ઇન્દુ જુલમ કરવા લાગ્યો! પરંતુ વ્યર્થ. આનંદીનો ચહેરો કલાની કસોટી કરાવે તેવો હતો.

બીજે દિવસે ઇન્દુ ગયો નહિ. આનંદી તો દૂધ દેવા આવી જ હતી. પણ આજે ઇન્દુ દૂધ લેવાના વાસણને બદલે રંગનો પ્યાલો લાવ્યો: ઘેલો ચિત્રકાર!

આ વાતને ઘણા દિવસ વીત્યા. ઇન્દુ આનંદી સામું જુએ છે, પણ બોલતો નથી. એક દિવસ ઇન્દુએ કહ્યું: આનંદી?'

'શું?'

'એક કામ પડયું છે.'

'બોલો.'

'આ તારો ચહેરો મને ચીતરવા દે!'

'લ્યો લ્યો, એવું તે હોય?'

પણ ત્યાર પછી આનંદી હમેશાં ઇન્દુ પાસે વધારે વખત થોભતી. ઇન્દુ હમેશાં એની સાથે વાતો કરતો બેઠો જ હોય!

૫

જગત માત્ર પાંગળું કે આંધળું જ નથી; અદેખું પણ છે. તે ગામડામાં કોઈ બેચાર ધર્મના થાંભલા હશે, તેમને આ પ્રસંગ ઠીક ન લાગ્યો. હવે તો ઇન્દુએ સાચે જ પૂના જવાની તૈયારી કરી. પાછી આનંદી આવી—એ જ વેષમાં. આજે પણ વરસાદ હતો.

'તમે જાઓ છો?' તે બોલી.

'હા; આ વખતે તો ચોક્કસ.'

'ક્યારે?'

'કાલે સવારે.'

'મને ભૂલી જશો?'

'તને ભૂલી શકું?'

આનંદી પાછું તે જ બોલી: 'મને ભૂલતા નહિ હો!' ચિત્રકાર ચીસ પાડી ઊઠ્યો: 'આનંદી! ઘડીભર એમ ને એમ રહે! બસ, એમ જ. જરાક આમ. હં, બસ.':

એની પીંછી કામ પર હતી, ને આંખ આનંદી સાથે મળતી જતી હતી. એ કામ અપૂર્ણ રહ્યું, પણ ચિત્રકારને ગયેલું ચિત્ર પાછું મળ્યું હતું, તેણે આખી રાત્રિ ચિત્ર દોરવામાં કાઢી. આબેહૂબ એ જ આનંદી! જાણે આત્મા બોલી રહ્યો છે: 'મને ભૂલતા નહિ!'

ઇન્દુ બીજે દિવસે પૂના પહોંચ્યો. સ્ટેશને જ આનંદી મળી. તે રડી પડી.

'અરે, આનંદી! તું અહીંયાં?'

આનંદી ચિત્રકાર સામે જોઈ રહી: 'કેમ ન આવું?'

‘ના રે, ગાંડી! ઘર છોડાય?’

આનંદી કાંઈ બોલી નહિ.

ઇન્દુ તેના તરફ ઢળી પડ્યો: ‘આનંદી! તારે કોઈ નથી?’

‘ના, એક તમે છો.’

આનંદીને એક વૃદ્ધ કાકી સિવાય કોઈ જ હતું નહિ.

૬

ઇન્દુ અને આનંદી હવે હૈદ્રાબાદ આવી પહોંચ્યાં છે. ઇન્દુ પોતાના એક મિત્રને ગુપ્ત રીતે મળ્યો.

‘અરે, ઇન્દુ! તું ક્યાંથી? અરે! મરી ગયેલો માણસ!’ તે આભો બન્યો.

‘જો, હું આ ઊભો! જગતને ઠગવા આવ્યો છું!’

‘તું શું કહે છે? ઇન્દુનાં ચિત્રો હવે . . .’

‘અરે! ન્યાયાધીશ તારિકાપ્રસાદે તારું છેલ્લું ચિત્ર ખરીદી લીધું!’

‘ટેકચંદની ભવિષ્યવાણી ફળી ખરી!’ ઇન્દુએ જરા હાસ્યમાં કહ્યું.

‘હવે શું કરવું?’

‘તું શું ધારે છે?’

મારો બંધ ‘સ્ટુડિયો’ તું ખોલ. તેમાંનાં ચિત્રો મૃત્યુ પામેલા દીવાના ઇન્દુનાં છે. તે વેચી માર! જગતને ફરી આટલું ઠગ્યા પછી હું પ્રગટ થાઉં. મારા મૃત્યુનો પૂરો લાભ લઈ લઉં?’

'એ જ વખતે તારી કલામાંથી સૌન્દર્ય ઊડી જશે! તારું વ્યક્તિત્વ ગુમાવ્યા પછી તને પૂજે એટલું બેવકૂફ એ નથી. કલાવીર તો સમાજનો આદર્શ પુરુષ હોય!'

૭

ઇન્દુ પ્રગટ થયો; પણ જગત તેને વધાવી શકે તેવી રીતે. ટેકચંદનો નફો ગયો ને એ જ વખતે ઇન્દુનું છેલ્લું ચિત્ર—'મને ભૂલતા નહિ' જાહેરમાં આવ્યું. હૈદ્રાબાદ આજે ઘેલું હતું, ચિત્રમાં જાણે સંગીત સાંભળી શકાય છે; રંગમાંથી જાણે ફોરમ છૂટે છે; જાણે લાગણી વીણી શકાય છે! આનંદીનું સૌન્દર્ય હૈદ્રાબાદ જોઈ રહ્યું. ખુદ આનંદી બોલે છે! જાણે આનંદીનો આત્મા ચહેરા પર ખીલી આવ્યો છે. જાણે આનંદી રડાવી રહી છે! કેટલું સુંદર!

પણ આ વાત એટલેથી જ ન અટકી. ગામડાની આનંદી શહેરમાં ધીમે ધીમે ઘસાતી ગઈ, ને અકસ્માત્ મૃત્યુ પામી! ચિત્રકાર એકલો ઘરમાં ઘૂમી રહ્યો છે. હવે કોઈ ચિત્ર એને પ્યારું નથી. કોઈ વાત પર એનું મન નથી. આજે હૈદ્રાબાદની આશા ફળી! ઇન્દુ ખરેખર 'દીવાનો' બની ગયો? આનંદીનું શ્મશાન એ જ ઇન્દુનું ઘર થઈ પડયું. આખું હૈદ્રાબાદ ખુલ્લી નજરે જોતું કે ઇન્દુ ત્યાં જ બેસી રહેતો. એણે ત્યાં એક નાનું સુંદર મંદિર બંધાવ્યું.

ઇન્દુ આજે કંઈક શાંત ચિત્તે ઘરમાં બેઠો હતો. એટલામાં ન્યાયાધીશ તારિણીપ્રસાદ આવ્યો. તેણે મોટામાં મોટી ઇન્દુ કહે તેવડી રકમે એ 'છેલ્લું ચિત્ર' ખરીદવા માંગણી કરી!

ઇન્દુ તેના તરફ શૂન્ય દૃષ્ટિથી જોઈ રહ્યો. કંઈ પણ બોલ્યા વિના તેણે માત્ર બારણા તરફ આંગળી બતાવી.

'ઠીક; હું જાઉં છું, પણ પછી પસ્તાશો હોં.'

ઇન્દુએ આકાશ તરફ જોયું!

તારિકાપ્રસાદે વધારે ન બોલતાં પાછું ફરવું યોગ્ય ધાર્યું. તે પાછો ફર્યો. ઘેલા ચિત્રકારે હાથમાં કલમ લીધી ને ચિત્ર નીચે લખ્યું:

'જીવનસખી! આ તુજ વિના તે જાય કોને અરપિયું?'

૧૯૨૨

# એની છબી

મહેંદ્રને લાગ્યું કે દાળમાં કંઈક કાળું છે. માણસ બેવકૂફ હોય કે નીચ હોય. એવું બન્યું હતું કે મહેંદ્રના ઘરની જ સામે એક માણસ રહેતો. તે હંમેશાં વહેલો ઊઠી મહેંદ્રના ઘર સામે તાકીને બેસતો, ને ઇંદિરા આમથી તેમ ફરે એ બધું જોતો. પછી ઇંદિરા માથું ઓળવા બેસે એટલે જાણે એને શિકાર આવ્યો. એ આંખ પણ ફેરવે નહિ. જોયાં કરે—તાક્યાં જ કરે. મહેંદ્રે જાણ્યું: માણસ બેવકૂફ છે. નીચ છે અથવા ગાંડો છે. તેણે એ વાત પ્રત્યે પ્રથમ તો દુર્લક્ષ કર્યું, પણ તેમ તેમ માણસની વિચિત્રતા વધતી ગઈ. મહેંદ્રની શંકા સબળ થવાનું એક કારણ હતું. એને ત્યાં આખો દિવસ શૂન્યકાર રહે પણ રાત્રે ધમાલ લાગી જ હોય.

થોડા દિવસ પછી તેણે ઘર બદલાવ્યું. મહેંદ્રની પાછળ જ પેલો માણસ ઘરની તપાસ કરતો હતો. ને તેણે પણ એક ઘર શોધી કાઢ્યું. પહેલાંના ઘર કરતાં એ વધારે સારું ન હતું પણ વધારે યોગ્ય હતું. મહેંદ્રની સ્ત્રી ઇંદિરાના દીવાનખંડ સામે જ તે દીવાના માણસની બેઠક હતી.

આવું ક્યાં સુધી સહન થાય? મહેંદ્રે તેને બરાબર ઝપાટામાં લેવાનો નિશ્ચય કર્યો. તેણે ધીમે ધીમે તેની સાથે મિત્રતા બાંધી. તેને ખબર પડી કે તેનું નામ સરોજ હતું. સરોજનો ગાઢ મિત્ર પ્રફુલ્લચંદ્ર મહેંદ્રની સાથે જ ઑફિસમાં હતો. પ્રફુલ્લચંદ્ર મારફત મહેંદ્રને સરોજની થોડી થોડી ખબર મળી. સરોજ એકલો જ હતો. હવે મહેંદ્રને તેને ક્યારેક જમવાનું આમંત્રણ આપતો. પણ એની દૃષ્ટિ ઇંદિરા પર છાની ચોટી જ હોય! બેવકૂફ માણુસ!

મહેન્દ્રે થોડા દિવસ ઇંદિરાને બહાર ન નીકળવા કહ્યું. હવે સરોજ પણ ઘરમાં જ રહેતો. મહેંદ્રને ચોક્કસ ખાતરી થઈ કે સરોજ બેવકૂફ નથી, પણ નીચ છે.

પ્રફુલ્લ સરોજને ત્યાં વારંવાર આવતો. સરોજ એકલો હતો. એટલે ત્યાં પ્રફુલ્લને કેટલીક સ્વતંત્રતા મળતી. છતાં સરોજના જીવનની સઘળી હકીકત પ્રફુલ્લ જાણતો એમ કહી શકાય નહિ. એટલું જાણતો કે તે રાત્રિના સાતથી આઠ ક્યાંક જાય છે. ક્યાં જાય છે તે કોઇને ખબર ન હતી, ને આખો દિવસ તો ઘેર જ બેસે છે એ મહેંદ્રે કહ્યું હતું.

વ્યવહારવિરુદ્ધનું જીવન સાધારણ માણુસને આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. પ્રફુલ્લને લાગ્યું કે સરોજ સંબંધી કંઇક વધારે જાણવું જોઇએ.

એક દિવસે મહેંદ્રે ગોઠવણ કરી કે આજે સરોજને નક્કી ઠગવો છે. તેણે પ્રફુલ્લને વાત કરી. પ્રફુલ્લને મશ્કરી મળે તો જમવું ન ગમે. એનો સ્વભાવ સાહસિક ને કુતૂહલપૂર્ણ. તે દિવસે સાંજે સરોજ નીકળ્યો ત્યારે બન્ને પાછળ નીકળ્યા.

સરોજ ગલીકૂંચી વટાવી એક ઝાડ પાસે આવી પહોંચ્યો ને ત્યાંથી સીધો એક તદ્દન સાદા જેવા ઘરમાં ચાલ્યો. તેના ગયા પછી ત્યાં દીવો પ્રગટ્યો. અંદર કોઈ બીજું નથી એટલી મહેંદ્ર તથા પ્રફુલ્લને ખાતરી થઈ. સરોજે દ્વાર બંધ કર્યું ને મહેંદ્ર તથા પ્રફુલ્લ ત્યાં વિચાર કરતા રહ્યા. આજે સરોજ હમેશ કરતાં વધારે વખત રહ્યો. તે પાછો નીકળ્યો ત્યારે તેના હાથમાં એક સુંદર છબી હતી. મહેંદ્રે કહ્યું: 'પ્રફુલ્લ? સરોજ શું કામ કરે છે?'

'એ જ ખબર નથી તો?'

'ત્યારે તું એક કામ કરીશ?'

'શું?'

'સરોજને હવે ઘેર ગયા પછી તરત નાટક જોવા તેડી જા.'

'તે તો આવશે જ.'

'બીજી વ્યવસ્થા હું કરીશ ને તને પછી કહીશ.'

પ્રફુલ્લ સરોજ સાથે ઘેર પહોંચ્યો. ને તે બન્ને નાટકમાં ગયા. પછી મહેંદ્રે ધીમેથી સરોજના ઘરમાં પગ મૂક્યો. મહેંદ્રે દીવાનખંડમાં પ્રવેશ કર્યો. ઉપરની બધી બારી ખુલ્લી જ હતી. દાદરનું બારણું બંધ કરતાં પણ સરોજ ભૂલ્યો હતો: ને નીચેના ખંડની એક બારી અર્ધી ખુલ્લી હતી. મહેંદ્રે ત્યાંથી ઘરમાં જઈ જે છબી સરોજના હાથમાં જોઈ હતી તે તરત ઉપાડી. એને જોવાનો વખત ન હતો. તરત રવાના થઈ ગયો.

સરોજ રાત્રે આવી સૂઈ ગયો. સવારે મહેંદ્ર આનંદપૂર્વક પોતાના ખંડમાં બેઠો. હાસ્ય દબાવી સરોજ તરફ જોઈ રહ્યો હતો. આજે મહેન્દ્રે મોટી શોધ કરી હતી.

એણે ચોર શોધ્યો હતો. સરોજ ચિત્રકાર હતો ને ઇન્દિરાની છબી તેણે ચીતરી હતી. મહેન્દ્રે તે પડાવી હતી, ને તે તરફ ઇંદિરા જોઈ રહી હતી. તે વારંવાર બોલતી હતી: 'તમારી ભૂલ થાય છે! મારી આંખ આવી કોમળ ક્યાં છે? આ છબી તો કોમળ આંખ હોય તેવી છે."

'એ તને ખબર ન પડે,' કલારસિક મહેન્દ્ર બોલ્યો.

'છબી જાણે કેમ એણે રોતાં રોતાં કરી હોય!' ઇંદિરાએ વધુ પુરાવો આપ્યો.

મહેન્દ્રે સરોજની મેડી તરફ નજર નાંખતાં કહ્યું: 'એ તને ખબર ન પડે. જો સામે શોધાશોધ ચાલી રહી છે!'

'અરે પણ તમે છબી ન લાવ્યા હોત તો. ભલે ને બીચારો ચીતરે! વળી આ છબી મારી ન હોય.'

'સાચું!' મહેંદ્રે ઠંડે પેટે જવાબ આપ્યો. સરોજ ચારે તરફ શોધતો હતો. એણે છબી રાત્રે લાવીને મૂકી એ ચોક્કસ હતું. એટલામાં પ્રફુલ્લ આવી પહોંચ્યો.

'પ્રફુલ્લ! આપણે છબી કાલે અહીં મૂકી કે?'

'છબી?'

'હા, કાલે તારી સાથે આવ્યા ત્યારે છબી હતી.'

'પણ કોની હતી?'

સરોજ ખિજાયો: 'પણ જાય ક્યાં?'

પ્રફુલ્લ મનનાં શરમાયો. તેને લાગ્યું કે મહેંદ્રે છબી ચોરી હતી. તે પરબારો મહેંદ્રને ત્યાં ગયો. મહેન્દ્ર પ્રફુલ્લને જોતાં જ હસી પડ્યો. પ્રફુલ્લ હસ્યો ખરો, પણ મહેંદ્રની વાત એને ગમી નહિ.

'ત્યારે તે છબી હતી?'

'હાસ્તો.'

'કોની છે?'

'કહું? હસવા જેવું છે.'

'શું?'

'અરે! આ ઇન્દિરાની!'

'સાચું?'

'હા. આ રહી!'

છબી ઇન્દિરાની હતી. માત્ર આંખમાં જરાક ફેર હતો—ચહેરો વધારે ભવ્ય અને પ્રૌઢ હતો.

'સરોજ ચિત્રકાર લાગે છે,' પ્રફુલ્લ બોલ્યો. 'હવે શું કરવું છે?'

'વગર પૈસે એક છબી!' મહેંદ્રે હસતાં હસતાં જવાબ દીધો.

પ્રફુલ્લ બોલ્યો નહિ. એને ખોટું લાગ્યું. ત્યાર પછી એ મહેન્દ્રને ત્યાં બહુ જતો નહિ.

પ્રફુલ્લે જોયું કે હવે સરોજ ફિક્કો પડતો જાય છે. એના ચહેરા પર આંસુના ડાઘ પણ હોય છે. મહેંદ્ર કહેતો કે હવે તેણે બીજાના ઘર તરફ જોવાની કુટેવ છોડી છે. પ્રફુલ્લનું અંતઃકરણ બળતું પણ પોતે દોષિત હતો. માત્ર સરોજની ગમગીની વધતી જતી જોઈ, તે શી રીતે દૂર કરવી એ ચિંતામાં તે પડ્યો. એણે તપાસ કરવી શરૂ કરી કે હવે સરોજ રાત્રે ક્યાંય જાય છે કે નહિ? સરોજ રાત્રે જતો પણ હવે બહુ થોડી જ વાર

ટકતો. તે અર્ધા કલાકમાં જ પાછો ફરતો. હજી એ ક્યારેક પૂછતો: 'પ્રફુલ્લ! આપણે છબી લાવ્યા હતા કે નહિ?'

પ્રફુલ્લ બળતે અંતઃકરણે જવાબ દેતો: 'લાવ્યા હતા એ વાત ચોક્કસ છે. ગુમ થઈ લાગે છે. તમને એ બહુ ઉપયોગી હતી?'

'હા.'

'પૈસાની ખોટ જાતી હશે તો હું પૂરીશ.'

'પૈસા સિવાય જ એ ઉપયોગી હતી,' સરોજ આટલું બોલી ફિક્કો પડી જતો. એના નયનમાં દર્દ હતું. પ્રફુલ્લનું અંતઃકરણ બહુ ડંખતું, પણ મહેંદ્રને છબી છોડવી ન હતી. તે કહેતો: 'મારી રજા વિના ઇન્દિરાની છબી લેવા માટે હું તેના પર વધારે ન કરી બેસું તો સારું.'

સરોજના ચહેરા પર ઉદાસીનતા છવાય છે એ જોઈ એક દિવસે પ્રફુલ્લે તેને મહેંદ્રને ત્યાં તેડી જવાનો નિશ્ચય કર્યો. સરોજના એકદમ બદલાયેલા વર્તનથી મહેંદ્રને પણ આશ્ચર્ય થયું હતું: સરોજે હવે કોઇ દિવસ મહેંદ્રના ઘર તરફ જોયું છે એ બન્યું નથી. મહેંદ્ર ઇન્દિરાને કહેતો: 'જોયું! એને ખબર છે કે છબી મારી પાસે છે પણ બોલી શકે તેમ નથી. એટલા માટે જ એના વર્તનમાં આ અસાધારણ ફેરફાર છે.'

ઇન્દિરા કાંઇ બોલતી નહિ. સરોજના ચહેરા પર એને વિશ્વાસ હતો. અને તેથી એ સરોજની વિરુદ્ધ ન બોલતાં હમેશાં છાની રહેતી.

એક દિવસ પ્રફુલ્લ સરોજને લઈને મહેન્દ્રને ત્યાં આવ્યો.

મહેંદ્રે વાતમાં ને વાતમાં પૂછ્યું :

'સરોજ! તમારું ચિત્રકામ બહુ જ વખણાય છે!' મહેંદ્ર સરોજનું 'માપ' કાઢતો હતો.

'મને સાધારણ શોખ છે,' સરોજે ટૂંકામાં જવાબ આપ્યો.

'કોઈની છબી ચીતરી છે ખરી?'

'ના, ના, હમણાં તો નહિ.'

મહેંદ્ર જોઇ રહ્યો : 'કેટલી ધૃષ્ટતા!'

'અહીં તમારું કોઈ સગું નથી કે શું?'

'નહિસ્તો.'

પ્રફુલ્લે વાત બદલવાના હેતુથી કહ્યું : 'સરોજ આજે એક સવાલ પૂછું?'

મહેંદ્ર જોઇ રહ્યો. સરોજ બોલ્યો : 'પૂછ.'

'હમેશ સાંજે તું કયાં જાય છે?'

'કેમ બીજે કયાં? મારે ઘેર!'

'એ તારું ઘર છે?'

'હા.'

ઇંદિરાએ પ્રવેશ કર્યો. સરોજે ટીકી ટીકીને જોયું. મહેંદ્રે વિચાર્યું : 'જોયું, એનો ચહેરો હજી ઇંદિરાને દેખી ફરે છે. આ નીચતાની કાંઈ હદ છે?' એ રહી શક્યો નહિ. એણે ઉતાવળે પૂછ્યું : 'ત્યારે તમે હમણાં છબી ચીતરી નથી કાં?' સરોજે જવાબ વાળ્યો : 'હમણાં છબી ચીતરી નથી. માત્ર—'

'માત્ર?' મહેંદ્રે પૂછ્યું.

'એક અપવાદ સિવાય.'

'કોણ અપવાદ?'

'ઇંદિરા! અને તે પણ રાત્રે જ. મારા જૂના ઘરમાં.'

મહેંદ્ર ઊભો થઈ ગયો. ઇંદિરા જોઈ રહી. મહેંદ્રની પાછળ જ છબી હતી. મહેંદ્રે ક્રોધમાં કહ્યું: 'ઇંદિરાની આ છબી રજ સિવાય . . .'

'રજ?' સરોજે પૂછ્યું.

'હાસ્તો, જુઓ આ છબી.'

સરોજ છબી તરફ દોડ્યો, એ ગદ્ગદ કંઠે બોલી ઊઠ્યો: 'અરે! આ જ મારી ખોવાયેલી છબી. આ જ મારી માની છબી!'

'તમારી માની છબી? આ તમારી મા છે!' મહેંદ્રનો અવાજ ધીમો પડી ગયો.

'હા, મારી મા ઇંદિરા. એ મરી ગઈ. ઘણાં વર્ષો થયાં. એના ચહેરા જેવો જ બીજો ચહેરો . . . આ . . ઇંદિરાનો છે.'

સરોજની આંખમાંથી આંસુ ટપકતાં હતાં ને છબીના પગ ધોવાતા હતા.

# વૃદ્ધ માતાનાં નયન

સુધીરનું ભવિષ્ય એના પિતાએ પણ સારું ન હોતું જ ધાર્યું. પહેલેથી જ તે એટલો સત્યપ્રિય હતો કે સારા સંસારમાં કોઈએ એને સારો ન માન્યો. રામચરણના મૃત્યુ પછી બધો ભાર સુધીર ઉપર આવ્યો. તેની મા પણ ગઈ. ને હવે સુધીર પોતાની વૃદ્ધ દાદીમા સાથે રહે છે.

સુધીરને ગામના વૃદ્ધો ચાહતા, કારણ કે સુધીરના સ્વભાવમાં ચાહવા જેવું બહુ હતું. તે બૂટમોજાં પહેરીને નહિ નીકળે. વચ્ચે મંદિર આવે તો ચોક્કસ દર્શન કરે. કોઈ મરે ત્યારે સુધીર સૌથી પહેલો ઊભો જ હોય. ગામના જુવાનો સુધીરને પોતાનો માનતા. સુધીર તેમની પાસે 'શેક્સપિયર' વાંચતો હોય કે રાજ્યતંત્રની રચના સમજાવતો હોય. નાનાં છોકરાંને સુધીરનાં પતાસાં પર પ્યાર હતો. સ્ત્રીઓને ખાતરી હતી કે ઘૂંઘટ ન હોય તોપણ સુધીર પોતાની આંખ ઊંચી કરનાર નથી. વૃદ્ધ માતાનો સુધીર આમ ઘર કરતાં પરનો વધારે હતો. ઘણાએ સુધીરને

'કેવડો' કહેવાનું શરૂ કર્યું હતું ! પણ સુધીરની મીઠાશ તો સૌને સરખે ભાગે મળતી.

પણ જે માણસો પરનાં વધારે બને છે, તેઓ જ બીજા માણસોને પોતાનાં બનાવી શકે છે. ભદ્રાવતીનાં વિશાળ રેતીના તટમાં જ્યારે ભદ્રપુરનાં માણસો મળતાં ત્યારે સૌની આંખ સુધીર પર રહેતી. સુધીર ગામનો રાજા હતો. તે જ્યાં ફરે ત્યાં સ્ત્રીઓ શેરી સ્વચ્છ કર્યા વિના રહે નહિ. સુધીરે કહ્યું કે પોતાનું ફળી ને શેરી વાળવાં એ આપણો 'મ્યુનિસિપાલિટી'નો હક્ક છે. દરેક શેરીનાં માણસો પોતાની શેરી માટે જવાબદાર હતાં, ને એ રીતે ભદ્રનું ગૃહતંત્ર તો સ્વાધીન હતું.

સુધીર ગામમાં ફરતો. આખા ગામને કલાના પાયા પર ગોઠવ્યું હતું. પૂંજો વણકર અને નથુ વણકર પોતાની આસપાસનો પ્રદેશ એવો સ્વચ્છ રાખી રહ્યા હતા કે સારું હિંદુગૃહ પણ તેની પાસે શરમાય.

ગામના જ પાદરમાંથી લાવેલી ધોળી ધૂળની ગાર એમનાં ગૃહને છેટેથી ચકચકિત બનાવતી; વચ્ચે તેની દીકરીએ ગેરુનાં સુંદર ચિત્રો કાઢ્યાં હતાં. દ્વાર પર એક બે પોતાના જ ભરતકામના 'ચાકળા' લટકાવ્યા હતા. આખું યુરોપ યંત્રની ધમાલ કરી મૂકે છતાં ભદ્રમાં પેસી જવાય એવું કોઈ દ્વાર જ નહિ.

પરંતુ ઇતિહાસનું એક પાનું હમ્મેશાં કાળું હોય છે. શું આજની કે શું વર્ષો પહેલાંની જીતનાર પ્રજાએ હમ્મેશાં જીતેલી પ્રજાના વીર પુરુષોને અધમ બનાવ્યા છે. એમને

એક અથવા બીજી રીતે પ્રજાના અંતઃકરણથી જુદાં પાડયાં છે.

સુધીર ઘણી વખત ગામમાં ફરતો. તેને છાની રીતે પૂજનાર એક હૃદય હતું. સુધીરના સ્વચ્છ ફળીમાં જઇને વૃદ્ધ માતા પાસે તારા હમેશાં ફૂલ મૂકી આવતી. પોતાના કરચલીવાળા હાથને ભમર પાસે રાખી, વૃદ્ધ માતા તારાનું મુખ જોતાં. ચહેરો દેખાતો નહિ છતાં ઝાંખું અવલોકન કરી વૃદ્ધ માતા હમેશાં બોલતાં : 'કોણ બેટા તારા કે ?'

તારા ક્યારેક તો કાંતેલું સૂતર આપી આવતી. સુધીરને એ બહુ જ ગમતું. તારાની છાની ભક્તિ પ્રેમની. . . પણ હદ વટાવવાની તૈયારીમાં હતી. સુધીરને બારીમાંથી છાની રીતે જોનાર તારા. સુધીર ઘેર ન હોય ત્યારે તેની મા પાસે બેસી એની ઓરડી સાફ કરનાર તારા. એક વખત તારા ઓરડી સાફ કરતી હતી. અચાનક તેની દૃષ્ટિ એક કવર પર પડી. તેણે સહજ ખોલ્યું. તેમાં આટલા જ શબ્દો હતાઃ ચેતજો.

સુધીર તે દિવસે ઘેર ઘેર ફરતો હતો. દરેકે દરેક માણસને ઉત્સાહ આપતો હતો. તારા તેને રસ્તામાં મળી. 'તારા !' સુધીરે કહ્યું. એક સ્નેહી બોલે તે કરતાં એક પૂજ્ય માણસ બોલે છે એવું તારાને લાગ્યું. 'હવે જ જોવાનું છે. ગેરહાજરી હોય તો માતાને કેવાં સાચવો છો !'

તારાએ જરાક શરમાઈને કહ્યું : 'જોજો. પણ એવું કાંઇ છે ?'

સુધીરે પ્રસન્ન ચિત્તે હસતાં હસતાં જવાબ આપ્યોઃ 'એવું કાંઈ નથી પણ ચેતવણી હોય તો સારું.'

તારા આશ્ચર્યચકિત નયને સામું જોઈ રહી.

એનો સ્નેહ સ્નેહની સીમા ઓળંગી જાય તેમ લાગતું હતું. તે ત્યાંથી ચાલી ગઇ.

'દાદીમા !' સુધીરે ઘરમાં આવતાં કહ્યું, 'આજે મને માથું દુખે છે.'

દાદીમા જેટલાં સાદાં હતાં તેટલાં ભોળાં હતાં, ભલા હતાં, ને જૂના જમાનાના અસલ ચિત્રરૂપે હતાં. તેનું એક જ કેન્દ્ર સુધીર હતો. સુધીરની વહુ આવે ત્યાં સુધી જ દાદીમા જીવવાનાં હતાં.

'બેટા ! ત્યારે હવે આજે નિરાંતે સૂઈ જા.'

'મા ! એમ થાય છે કે દવા કરાવા જાઉં !'

'ના, બેટા ! ડાકટરને કાંઈ ખબર હોય નહિ,' દાદીમા ડાકટરના નામથી ધ્રૂજતાં અને યુરોપિયન ટોપી એમને મન સત્તાની છેલ્લી પ્યાલી હતી, યુરોપિયન ટોપી ગમે તે કરે.

'રાજેન્દ્રરાવ છે ને?'

'હા, એ ઠીક. રાજેન્દ્રરાવની દેશી વૈદકની પદ્ધતિ સારી. તો ભલે જા. પણ સાંજે આવીશ કે કાલે?'

'બે દિવસ પછી.'

સુધીર નીકળ્યો. એને ખબર જ હતી. રસ્તામાં જ તેના પર હુમલો થયો. સુધીર લોકમત કેળવવા માટે દરિયાવસિંગ ફોજદારના હાથમાં હતો.

ગામમાં ખબર ફેલાણી કે સુધીર પકડાયો છે. તારા આજે આવી પણ સુધીરની ઓરડી બંધ હતી.

'ડોશીમા!' દરિયાવસિંગે સુધીરની દાદીને કહ્યું, 'તમારા દીકરા ગાંડા થયા છે માટે ગાંડાની હોસ્પિટલમાં મોકલ્યા છે!'

દાદીના પેટમાં ધ્રાસ્કો પડ્યો. એણે હંમેશના રિવાજ પ્રમાણે પોતાનો નબળો હાથ આંખ આડે ધર્યો: 'હેં કોણ માડી! પૂંજો? શું કહે છે?'

'બીજું શું? ડોશીમા! તમારો દીકરો ગાંડો થયો છે!'

'કોણ મારો સુધીર?' 'મારો' એ શબ્દ બોલતાં ડોશીની આંખમાંથી આંસુ ચાલ્યાં ગયાં: 'માડી! તું કોણ?'

'હું છું સરકારનું માણસ. તમને તેડવા આવ્યો છું. ચાલો, એને સંભાળો.'

'બહુ ઠીક કર્યું, બાપુ!' ડોશીએ અંતરના ઉલ્લાસથી કહ્યું, 'સરકારનું ભલું થાજો! માડી તેં બહુ સારું કર્યું. હું શી રીતે આવીશ, બાપુ!' સુધીર બહુ માંદો તો નથી ના? બોલે છે? સૌને ઓળખે છે?'

દરિયાવસિંગ આડું જોઈ ગયો. વૃદ્ધ માતા તો તરત દરિયાવસિંગ સાથે રવાના થઈ. તારા મળવા આવી હતી તે પણ સાથે ઊપડી. ને ગામમાં ખબર પડે તે પહેલાં તો દરિયાવની મોટર અરધે રસ્તે પહોંચી ગઈ હતી.

સુધીરને તારા મળી. સુધીરે કરુણ સ્વરે કહ્યું: 'તારા! દાદીમાને બાળપણથી કેદનો ત્રાસ છે. જો સાંભળશે કે સુધીર કેદમાં છે તો દાદીમા તરત નહિ હોય. તું દાદીમાને સમજાવીશ કે હું ગાંડો થયો છું ને દેવા ચાલે છે?'

'દરિયાવસિંગે એમ જ કીધું છે!'

'એણે તો દાદીમાને અહીં લાવી મારું મન ફેરવવા કર્યું છે. દયાથી નહિ. મને એ ખબર પડી. પણ હવે તું સાચું કરીશ ?'

'હા !'

તારાએ દાદીમાને સમજાવ્યું ને દાદીમાએ તે માન્યું. દાદીમાએ ઝાંખી દષ્ટિથી જોયું ને સુધીરે ગાંડાનો સ્વાંગ બરાબર ભજવ્યો. માત્ર દરિયાવસિંગે જે ધાર્યું તે ન બન્યું. દાદીમાને જોયા પછી પણ સુધીર અડગ રહી શક્યો.

તારા ને સુધીરનાં વૃદ્ધ દાદીમા પાછાં આવ્યાં હતાં. તેમની ગેરહાજરીમાં દરિયાવસિંગને પણ તપાસ કરવાની મજા પડી.

'તારા ! બેટા સુધીરની આંખ સારી હતી ?'

'હા, દાદીમા!' તારાએ કન્યાને યોગ્ય જરાક કોમળ સ્વરમાં કહ્યું. 'ડાકટર કહે છે કે જલદી આરામ થશે.' ગામના લોકો ત્યાંથી પસાર થતાં, દાદીમાને સુધીર આરામમાં આવતો જાય છે એમ ખબર કરતા ! નથુ હમેશ વાળવા આવતો ને દરેક દરેક માણસ પોતાનો એકાદ શબ્દ તો દાદીમા પાસે રજૂ કરી જતો.

બબ્બે માસની મુદત કરી તારાએ વર્ષ વટાવ્યું. આજે સુધીર પાછો આવે છે. આખું ગામ ધજાપતાકાથી શણગારાયું છે. ને સૌ સ્વેચ્છાએ ઉલ્લાસભર્યાં સુધીર આવવાના રસ્તા પર નજર નાંખે છે.

એ સૌની પાછળ વૃદ્ધ માતા પોતાની લાકડીના ટેકાથી ચાલતાં આવ્યાં છે. એમનાં નયન હવે કાંઇ જોઈ શકે તેમ

નથી, છતાં એની પાછળ તારા ઊભી ઊભી સુધીરના માર્ગની છેડે ઊડતી ધૂળ બતાવે છે ને વૃદ્ધ માતા વળી એક વાર ફરી એ તરફ લાંબી દૃષ્ટિ ફેંકે છે! તારાને સ્પર્શથી ઓળખે છે, છતાં એક હાથમાં લાકડી રાખી બીજો હાથ કપાળ આડે રાખી, વૃદ્ધ માતા તારા જે તરફ બતાવે છે તે તરફ આશાભરી નજર ફેંકે છે!

'સુધીરદેવની જે!' લોકોએ સુધીરની મોટર જતાં બૂમ પાડી.

'માડી! કોની જે?' દાદીમાએ તારાને પૂછ્યું. 'કોઇ દેવની મૂર્તિ મંદિરમાં પધરાવે છે?'

તારા હવે ઉલ્લાસમાં રહી શકી નહિ: 'દાદીમા! સુધીર સરકારના કેદી હતા. છૂટા થયા માટે આજે લોકો પૂજે છે!'

'હેં માડી? મારો સુધીર કેદી?' દાદીમા ત્યાં નીચે જ બેસી ગયાં હતાં.

દાદીમાને ચાલણગાડીમાં બેસાડીને તારા ઘર તરફ લઇ ગઇ. દાદીમા સહન કરે તે કરતાં ઘા મોટો હતો.

'દાદીમા! હવે સુધીર કેદી નથી હો, આજે તો નવી વહુને લઇ આવે છે,' ભોળી તારાએ દાદીમાને જેમ તેમ ટકાવી રાખવા નિશ્ચય કર્યો.

દાદીમાનું લક્ષ્ય પહેલેથી જ તારા પર હતું. તે ધ્રૂજતાં બોલ્યાં, 'અરે માડી! તારી લક્ષ્મી જેવી ચાલ મારા ઘરમાં ન જ આવી કાં?'

તારાએ વળી સમજાવવા યત્ન કર્યો: 'દાદીમા!'

દાદીમાનો માત્ર અચેતન હાથ તારા પર હતો ! એ જ વખતે સુધીરે પ્રવેશ કર્યો :

'કાં તારા! દાદીમા શું કરે છે? તેં સાચવ્યાં ખરાં હો!'

તારાએ સજલ નયને સુધીર સામે જોયું. સુધીર આખી વાત એકદમ સમજ્યો નહિ. છેવટે સમજ્યો, ત્યારે માની શક્યો નહિ.

'અરે!' સુધીર માત્ર એટલું જ બોલ્યો: 'તારા! છેવટે માએ શું કહ્યું?'

તારાની આંખોમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં.

સુધીર ગદ્‌ગદ કંઠે બોલ્યો: 'તારા! કહે કહે! મારે એ પ્રતિજ્ઞા અહીં જ લેવી છે.'

તારા શું બોલે?

૧૯૨૪–૨૫

# રાધારાણી

## ૧

તેનું નામ રાધા હતું. પણ સારા સીતાપુરમાં વૃદ્ધ-બાળક સૌ એને રાધારાણી કહેતા.

રાધારાણી કુમળા પ્રભાતના સુગંધી પવન જેવી હતી; તે સૌના અંતઃકરણમાં સુવાસરૂપે પ્રસરી રહી હતી. સીતાપુરની પશ્ચિમ બાજુથી પાંચાલનો નદીનાળાંથી ભરપૂર ફળદ્રુપ ડુંગરી પ્રદેશ શરૂ થતો હતો; ને નાનામોટા ટેકરાટેકરીની હાર ઠેઠ બાલની સીમા સુધી ફેલાઈ રહી હતી. આ બાજુ ઘેલો નદીનાં જોસભર્યાં પાણી ઘેલા સોમનાથનાં પગથિયાં સુધી ભટકતાં હતાં.

પાંચાલનો પ્રદેશ વૃદ્ધ પુરુષની ભવ્યતા જેવો છે: એમાં ઠેર ઠેર રુદ્રરૂપ ધારણ કરેલાં ઝરા ને નાળાં ને વોંકળા ચાલે છે; ને જમીનના આ સ્વરૂપમાં જંગલનું લલિત સ્વરૂપ ભળી, પ્રકૃતિને ભવ્ય ને ભયાનક બનાવે છે.

સોરઠની સુંદર શાંત લલિત સ્વરૂપની કન્યા પાંચાલમાં

આવી રહી હતી. પણ એનો સુંદર સોરઠી સ્વભાવ, પાંચાલની પ્રકૃતિથી કૈંક તીખી સ્ત્રીઓમાં, થોરની વાડોમાં તીવ્ર સુગંધીથી જાણીતા 'ડાળિયા'ના ફૂલની પેઠે પ્રસરી રહ્યો હતો. રાધારાણી સીતાપુરમાં આવી ને ત્યાં પોતાનું ઘર જમાવ્યું.

શહેરમાં મોટા માળામાં બેઠેલા મોટી ફાંદવાળા અરધા મનુષ્યો—અરધા દર્દીઓ, કયારેક એમ માને છે કે ગામડામાં જીવન હોતું જ નથી. કદાચ એ સાચું હશે, પણ આટલું ચોક્કસ છે કે મોટા શહેરમાં માળા હશે, પણ 'ઘર' તો ગામડામાં જ છે.

રાધારાણી નાનપણથી જ ઘરની રાણી જેવી જ બનીને રહેતી. પોતાના પિયરમાં હતી ત્યારે માલણ નદીના બન્ને કાંઠા પર, સૌથી સારી ચકચકિત હેલ રાધાની છે એમ સૌ કહેતાં. પાદરે થોરની વાડમાં રખડતી ત્યારે થોરનાં ડોડવાં પાડી બધી છોકરીઓ રાધારાણી પાસે સુંડલી મૂકતી, ને એક પણ લાળ લગાડયા વિના રાધારાણી બધાં ડોડવાં સાફ કરી શકતી. રાધારાણી નદીમાં તરતી; ઝાડ પર ચઢતી; ને સાતમઆઠમના તહેવારમાં આખું ગામ બહાર નીકળતું ત્યારે જ્યાં રાધારાણી ગવરાવતી ત્યાં કૈં જુદી જ હલક ને મીઠાશ જામતી. રામપુરના રહેવાશીઓ હજી સંભારતા કે રામપુરની બધી કન્યાઓમાં રાધાની સુગંધ હજી ઘરઘરનાં બારણાંમાં ભમી રહી છે.

રાધારાણી પરણીને સીતાપુર આવ્યાં. સીતાપુરમાં દરબાર સાહેબ પાસે એનો પતિ કારભાર કરતો. ગામમાં

પણ એની સુવાસ સારી હતી. કૃષ્ણમોહન સીતાપુરના લોકમાં પ્રતિષ્ઠિત ને સત્તાધીશ હતો. ને તેથી રામપુરની રાણી રાધા સીતાપુરમાં રાધારાણી જ રહી.

આ વાતને થોડાં વર્ષ વીત્યાં. રાધારાણીના ખોળામાં, આછા સુનેરી આકાશમાં તારા ડોકિયાં કરી રમે તેમ, બંસીમોહન રમી રહ્યો હતો. સામે બેસી કૃષ્ણમોહન આ રમત જોઈ રહ્યો હતો. એટલામાં ખડકીનું દ્વાર ઊઘડયું ને રાધારાણીના સ્વચ્છ ફળિયામાં કોઈએ પ્રવેશ કર્યો.

કૃષ્ણમોહને સફાળા પાછળ જોયું. આવનાર માણસ દૃષ્ટિથી સૌને માપી લેતો હોય તેમ સ્થિર ઊભો હતો.

'ચંદુલાલ, અત્યારે ?'

ચંદુલાલ કૃષ્ણમોહનના હાથ નીચે કામ કરતો. પણ એનો સ્વભાવ ચાકણા વાણિયા જેવો વ્યાવહારિક હતો. એ સીતાપુરમાં સૌને ઓળખતો, ને સૌની ઓળખાણમાંથી પોતાનું ગુજરાન કાઢતો. એનો ધંધો સવારમાં ઊઠતાં લાકડી લઈ સિરસ્તદારને ત્યાં જવું, એની સાથે ફરવું, ને નવાજૂની ભેગી કરી સાંજે દરબારને કહેવી.

હમણાં હમણાં એ કૃષ્ણમોહનને પણ ઉડાવવાની બાજી ખેલતો હતો. પહેલો પાસો નાખ્યો હતો, ને બીજાની તૈયારી હતી.

'હા,' ચંદુલાલે જવાબ વાળ્યો: 'દરબારસાહેબ યાદ કરે છે.'

'અત્યારે ? છે કૈં ?'

'ના, ના. ખાસ કામ તો નહિ હોય. પણ, કીધું

છે નાં? 'અકરમીના પગ ને કરમીની જીભ'!' એટલું બોલીને વાણિયાના જેવા મીઠા લૂખા હાસ્યથી કૃષ્ણમોહન તરફ જોઈ રહ્યો.

કૃષ્ણમોહન મૂંઝાયો. કારણ કે ચંદુલાલ હસે ત્યારે સારું સીતાપુર જાણતું કે બીજું કાંઈક રડશે.

કૃષ્ણમોહન દરબાર પાસે ગયો. દરબાર એક હુક્કાની લાંબી નળીમાંથી, મુગલાઈ રીત પ્રમાણે, હુક્કો પીતા બેઠા હતા.

એમની તીણી આંખ કૃષ્ણમોહનને આવતો જોઈ વાઘની જેમ ઘૂરકવા લાગી.

'કૃષ્ણમોહન!' તે તરત જ બોલી ઊઠયા: 'આ તમારું આવ્યું છે.'

'શું?'

'બીજું શું હશે, ભાઈ?' દરબારે કંટાળાથી જવાબ વાળ્યો: 'કીધું નથી? છોકરાંથી છાશ ન પિવાય? તમારી સળગાવેલી હોળી સીતાપુરને વીંટાઈ વળશે.'

સીતાપુરને આદર્શ ગામડું બનાવવાના હેતુથી, કૃષ્ણમોહને લોકોને સ્વાધીન બનતાં શીખવ્યું હતું, ને છેલ્લા છેલ્લામાં સીતાપુરનું નાનું પ્રજામંડળ, બહારવટિયા સામે બચાવ કરવા, પોતાના જુવાનોને તાલીમ આપી, તૈયાર કરી કર્યું હતું. આજે દરબાર પર ઉપરી અધિકારી તરફથી સખ્ત તાકીદ આવી હતી કે આવાં રાજદ્રોહી કામ જો સીતાપુરમાં ચાલશે તો જરૂર તમારી પાયમલી થશે.

'આનો અર્થ એટલો કે સીતાપુરના લોકોએ પોતે ગુલામ રહેવું, પોતાનાં છોકરાંને ગુલામ રાખવાં, ને પછી જેમ ઢોરને રક્ષણ મળે છે તેમ. . . . .'

'એ ગમે તેમ ભાઈ, ટૂંકું ન ટચ,' દરબાર બોલ્યો: 'અમારે અમારું બચાવવું છે. ને તેથી હવે કાલથી તમે નોકરી ઉપરથી હમણાં દૂર રહો તો સારું. વળી ક્યાં જોવાતું નથી?'

'જી, હા. હમણાં વહેમ મટી જાય ત્યાં સુધી,' ચંદુલાલે મીઠી ટાપશી પૂરી.

આજ વર્ષો થયાં ચાલી આવતી એક રીત એવી છે કે સત્તા અને સમૃદ્ધિમાં જે દુર્ગુણ હોય તે હમેશ છાની રીતે જ બોલાય. પણ કૃષ્ણમોહનની પ્રકૃતિ તેજ હતી. તે બોલ્યો:

'સાહેબ! આવી રીતે કરવાથી પણ તમે ઉપરી સાહેબને સંતોષી નહિ શકો. આવા તુમારો રાશીના દર્દ જેવા છે. તેમનો કબજો હમેશાં વધતો જ રહેવાનો. ને છેવટે એક દિવસ કહેશે કે, તમારા રોટલા કરતાં બિસ્કીટ સારાં છે, માટે કાં આ બિસ્કીટ વાપરો અથવા તમે નાલાયક છો!'

દરબારે કંટાળાથી કૃષ્ણમોહન સામે જોયું. આટલું સાંભળતાંમાં તો મરણોન્મુખ દર્દીની માફક તે બે ત્રણ વખત ઊંચોનીચો થયો. તેણે હુક્કામાંથી એકબે દમ ખેંચી કાઢ્યા ને ટટાર થઈ બોલ્યો:

'જુઓ ભાઈ! તમારા બધામાં જુદીજુદી ધૂન છે. ભવિષ્યમાં શું થશે એ બીકથી અત્યારથી મારી જાહો-જલાલી છોડી દઉં?'

'છોડી દેવી શા માટે? પણ તમારી ટેકરીઓમાં પ્રજાને શી રીતે સ્વાધીન થતાં શીખવવી એટલું શાંતિથી નહિ કરો?'

'બધું એની મેળે થઇ રહેશે, કેમ ચંદુલાલ?'

'જી, હા. એમ જ. સૂરજ સામે ઘણાય ધૂળ ઉડાડે છે!'

'હાં!' દરબારે ટાપસી પૂરી ને હાથના ઇશારાથી કૃષ્ણમોહનને જવા સૂચવ્યું.

કૃષ્ણમોહન ગયો.

એણે અધિકાર છોડી દીધો ને પ્રજાને તાલીમ આપવી શરૂ કરી.

અધિકારમાં તેજ છે, પણ ઝેરમાં તેજ ક્યાં નથી? અધિકારીઓની દૃષ્ટિ કૃષ્ણમોહન ઉપર ફરી હતી. એણે ગામડિયાઓને ભણાવ્યું કે વારંવાર બહારવટિયાનો માર ખાવો ને ફોજદાર જમાદારને ઘીકળાં કરાવવાં—આવા બે દુશ્મનોની મહેમાનગીરી કરવી એ કરતાં આપણા તાલીમ પામેલા જુવાનોને તૈયાર કરવા, ને એ સૈન્ય આપણને બચાવશે. આવી ભયંકર નીતિ માટે કૃષ્ણમોહન ગંદો ગણાયો. દીવાના ગણાતા માણસોમાં આવો સુંદર આત્મા હોય છે, ને તે ગાંડા ગણાય છે; ગુલામનું ડહાપણ એ શેઠને મન તુંડમિજાજ ગણાય છે.

કૃષ્ણમોહન સાત વર્ષની સખ્ત કેદમાં ગયો. તે દિવસે સીતાપુરમાં, રામ સીતાને તજતા હોય, એ રામાયણનું ચિત્ર ફરી ખડું થયું. લોકો બોબે પાણીએ રોયા. માત્ર ન રોઈ એક રાધારાણી. તે બંસીમોહનને લઇ કૃષ્ણમોહનને મળવા છેલ્લી વખત નીકળી. કૃષ્ણમોહન ચાલ્યો ગયો. હવે એના ઘરમાં રાધારાણી ને એનો બંસીમોહન બે જ રહ્યાં.

કાઠિયાવાડનું પ્રકૃતિસૌંદર્ય મૂળ તો ભવ્ય છે જ. એમાં ગુજરાતના જેવી મન થકવે તેવી એક જ જાતની પીંછી નથી. રમ્ય મુગ્ધા જેવી સોરઠની સુંદર વનરાજિ પાસે, કાઠિયાવાડી કદાવર સ્ત્રી જેવી પાંચાલની પ્રકૃતિ, નાની કુલવધૂ પાસે પ્રૌઢ સાસુ ઊભે તેવી ઊભી છે: આ રંગની પાસે જ મધ્ય કાઠિયાવાડનું જૂનું ચિત્ર—આસમાન ને ચોટીલાના ડુંગરોની છાયાથી ઘેરો આસમાની ભાવ પૂરે છે. એની પેલી મેર સહરાના આફ્રિકન જેવો રસહીન ઝાલાવાડ, પોતાનું જુદું જ વ્યક્તિત્વ એની સુંદર ચિત્ર વિચિત્ર ધૂળમાં —જમીનમાં દર્શાવે છે. આસમાની, નીલી, કિરમજી ને આછી લાલ ધૂળમાં થઈ આઘે સુધી નજર કરતાં પેલો હાલારનો, હાલારી ઠીંગણા મનુષ્ય જેવો, નાના નાના ગોળ પથ્થરોથી ભરપૂર પ્રદેશ, ચિત્રની વિવિધતા જાળવે છે. ચોરવાડની નીલી નાઘેરમાં થઈ ગોપનાથની ટેકરી સુધી ચાલ્યા જાઓ ને શિહોર શેત્રુંજીનો રસાળ પ્રદેશ લજ્જા પામેલી નવવધૂ જેવો વધારે ને વધારે લલચાવનારો બનતો જાય છે. કાઠિયાવાડના પ્રાકૃતિક સૌંદર્યમાં અજબ વિવિધતા જળવાઈ રહી છે.

રાધારાણી કાઠિયાવાડના પ્રાકૃતિક વૈવિધ્યની માફક પોતાની મનોદશાની વિવિધતા જાળવી રહી. બંસીમોહન અને તે બન્ને કૃષ્ણમોહનની ન ભૂંસાય તેવી સ્મૃતિનાં ચિહ્નો હમેશાં જોતાં, ને તેમને હમેશાં યાદ આવતું કે સીતાપુરના આ ઘરનો માલિક એક દિવસ આવશે.

રાધારાણીએ હવે સીતાપુરમાં પોતાની મોહિની ફેલાવી

ગામના ચોરાને નવું રૂપ રાધારાણીએ આપ્યું. ખેડૂતો ચોરામાં આવીને ગપ્પાં હાંકતા બેસતા. રાધારાણી બંસી-મોહન સાથે ત્યાં આવ્યાં, ને ચોરાના સાધુએ 'સીતાવનવાસ'-ની કથા શરૂ કરીઃ મંદિરનો બાગ ને કૂવો એ સાર્વજનિક મિલકત લેખાવા લાગ્યાં. રાધારાણીએ ધાર્મિક શ્રદ્ધાના બીજમાંથી નવા નવા રોપ વાવ્યા, ને આખા સીતાપુરમાં નાનાં બાળકો રાધારાણીની વાડીમાં આનંદ કરવા લાગ્યાં.

એક દિવસ રાધારાણી પોતાના ફળિયામાં બેઠાં હતાં. પાસે બંસીમોહન વાછરડાં સાથે ગેલ કરતો હતો, ને હમેશાં કૃષ્ણમોહન આ વખતે—સીતાપુરમાં હતો ત્યારે આ વખતે—આવતો. રાધારાણી તે વખતે એનું દીવાનખાનું સાફ કરતાં, બિછાનું ગોઠવતાં, સુંદર ચાકળા ફેરવી જોઈ જતાં ને કપૂરની સુગંધથી ફળિયું ધમધમાવી મૂકતાં—આ વખત કૃષ્ણમોહન બહારથી આવતો હોય. કૃષ્ણમોહન ગયા પછી પણ રાધારાણી હમેશાં જાણે તે હાજર હોય તેમ દીવાન-ખાનું સાફ કરતાં, એનો બેસ સંભાળતાં, પાઘડી તપાસતાં ને એની દરેક દરેક ચીજ ત્રણ વર્ષ પહેલાં પડી હતી તે જ હાલતમાં રાખી મૂકતાં. બંસીમોહન પણ હંમેશાં પિતા હાજર હોય ત્યારે જેમ ગેલ કરતો તેમ ખાલી બિછાનાની છબી પાસે રમીને પાછો આવતો. રાધારાણી આજે ફળિ-યામાં બેઠાં હતાં ત્યાં એના ખુલ્લા દ્વારમાં થઈ કોઈ અધિ-કારીએ રુઆબબંધ પ્રવેશ કર્યો.

'કૃષ્ણમોહનનું આ ઘર?' અને તેણે ચારે તરફ દૃષ્ટિ કરી. સાદાઈની ભવ્યતા એના પર અસર કરી ગઈ.

'હા,' રાધારાણીએ ટૂંકો જવાબ વાળ્યો.

બંસીમોહન અંદર દીવાનખાનામાં પોતાની ધૂનમાં હતો.

'છોકરો ચાલાક છે. કોની સાથે વાત કરે છે?' અધિકારીએ પૂછ્યું,

'એના બાપ સાથે,' રાધારાણીએ જવાબ વાળ્યો.

'હેં!' ઑફિસર બેચાર ડગલાં પાછો હઠ્યો. પાછળ તરતના વાવેલા જુવારા પડ્યા હતા. ને તેમાંથી સુંદર મંદ સુગંધી પ્રસરતી હતી.

'કેમ? હેબતાઓ છો?'

'કારણ કે કૃષ્ણમોહન ભયંકર માંદગીમાં છે અને તે. . .'

આ જ વખતે બહાર મોટરનું ભૂંગળું વાગ્યું, ને થોડી વારમાં સીતાપુરની ગરીબાઈનું સ્વરૂપ હોય તેવો કૃષ્ણમોહન એમાંથી નીચે ઊતર્યો.

કૃષ્ણમોહન અંદર આવ્યો. એક તરફ ફળિયામાં એની પ્યારી જમના નામની ગાય કાન માંડીને ઊભી હતી; બીજી તરફ એણે વાવેલાં ઝાડ ને ફૂલછોડ એટલાં જ સુંદર દેખાતાં હતાં. સીતાપુરની તાજગી હોય તેવું રાધારાણીનું ઘર નવું નવું તાજું તાજું રહેતું. દીવાનખાનામાંથી કપૂરનો, ઘીનો, ગૂગળનો સુગંધી પવન આવતો હતો. હિંદુગૃહની સાદાઈમાં આટલી સફાઈ ને કળા છે તે જોઈ આશ્ચર્ય પામતો અમલદાર ચાલ્યો ગયો. કૃષ્ણમોહને પોતાનો નબળો હાથ રાધારાણીને ખભે મૂક્યો ને દીવાનખાનામાં પ્રવેશ કર્યો. દીવાનખાનામાં બાળક બંસીમોહન હજી કલ્પનામાં બિછાના સામે વાત કરતો હતો:

'પણ બાપુ! આજે તમે બહુ મોડા આવ્યા હો. મારે માટે શું લાવ્યા ?'

પછી પોતે ને પોતે કૃષ્ણમોહન બની જવાબ વાળતો હતો ; 'કંઇ નહિ!'

'કેમ કંઇ નહિ?' બંસીમોહન ખિજાયો.

કૃષ્ણમોહનની આંખમાંથી દડદડ આંસુ ચાલ્યાં. આ એક ઘર એવું હતું કે જ્યાં એનું નામ ઇશ્વરની પેઠે શ્રદ્ધાથી પૂજાતું હતું.

રાધારાણી બોલ્યાં: 'અરે! બંસી!. . .જો જો, કોણ આવ્યું છે !'

બંસી દોડીને કૃષ્ણમોહનને વળગી પડ્યો.

૩

પણ માનવદૃષ્ટિમાં આશાનો મોહ એ ભવિષ્યનું અંધારું છે. કૃષ્ણમોહન સીતાપુરની તાજગીમાં આવ્યો, પણ એનું શરીર ખૂબ નખાઈ ગયું હતું. થોડા દિવસ પછી રાત્રિના પાંચ વાગ્યે, જ્યારે ખેતરના મોલમાંથી થંડો પવન આવી આવી મગજ ભરતો હતો, ત્યારે સીતાપુરનો સિતારો છેલ્લી વખત મૂંઝાતો હતો. શાંત રાત્રિમાં એના શબ્દો સાંભળતા હતા:

'રાધા! મેં ઘણું ગુમાવ્યું છે. બંસીને તેડીને હજી ફરવાનું બાકી છે. પણ હવે આ ખુશનુમા પ્રભાત એ મારું છેલ્લું પ્રભાત છે!'

થોડે દૂર, સવારે ઊઠીને બાપુ સાથે કે કે વાતો કરવી છે,

એવી સ્વપ્નની સૃષ્ટિ બનાવતો બંસી વિશ્વાસની નિદ્રામાં પડ્યો હતો. કૃષ્ણમોહને એક દૃષ્ટિ ત્યાં ફેરવી.

'અને આ બંસી. . .'

રાધારાણી ઊભાં થયાં. હાથમાં ગંગાજળ લીધું. એની આંખમાં આંસુનો સમુદ્ર હતો, છતાં ચહેરા પર ભવ્ય ગંભીરતા હતી. તે બોલ્યાંઃ

'આજથી રાધાની પ્રતિજ્ઞા છે કે' . . . કૃષ્ણમોહન તેની સામે જોઈ રહ્યો.

'બંસીને હાનીબાલની માફક શપથ આપું કે, જ્યાં સુધી એની નસમાં તમારા લોહીનું એક ટીપું છે ત્યાં સુધી, જેને માટે તમે જીવન અર્પ્યું છે તે સીતાપુરને સ્વાધીન-વ્યવહાર બનાવવા એ ઝૂરી મરશે. હવે આ ઘરમાંથી દરેક છોકરો એવો ગાંડો જ પેદા થશે.'

કૃષ્ણમોહન સંતોષમાં આંખ મીચી ગયો. એ દૃશ્ય છેલ્લું થઈ ગયું.

## ૩

રાધારાણીની આંખ આંસુની છાલકથી ઊભરાઈ ગઈ. દીવાનખાનાને જે આશાથી સાફ કરતી તે આશા આજ ચાલી ગઈ. દીવાનખાનામાં હજી કૃષ્ણમોહનની કલમ પડી છે; અને એક બાજુ જાણે આરામખુરશી પર એ બેઠો છે. રાધારાણી દીવાનખાનાને વાળતાં ને હંમેશાં સાફ કરી ત્યાં બેસતાં. દરેકે દરેક ચીજમાં કૃષ્ણમોહનની કૈં ને કૈં યાદી ભરી હતી. બંસીમોહનના ચહેરામાં ન સમજાય તેવી ગંભીરતા

આવી ગઇ. તે હંમેશની માફક એક સવારે ઊઠ્યો, ને પોતાના હસતા બાપને બદલે તેનું અચેતન શરીર જોયું. તે આ ફેરફાર સમજી શક્યો નહિ, પણ એટલું જાણી શક્યો કે રાધારાણી હવે બાપની વાત કાઢતાં રોઇ પડે છે.

છતાં સીતાપુરમાં હજી રાધારાણી પોતાનો કાર્યક્રમ ફેલાવી રહ્યાં. સીતાપુરના દરેક ઘરમાં, સવારના ચાર વાગે રવાઈ ફરવાનો અવાજ આવતો હતો. દરેક ઘરને એક ઢોર રાખવાની જરૂરિયાત સમજાઈ ગઈ. રાધારાણીની તાજી છાસમાં જેવી સુગંધી ફેલાતી હતી, તેવી સફાઇની સુગંધી ઘરઘરમાં પહોંચી ગઈ. સીતાપુરના ખેડૂતો બીજા ખેડૂતની માફક ખૂબ ખાતા, ખૂબ મજૂરી કરતા ને ખૂબ માંદા પડતાં; પણ રાધારાણી ઘેરઘેર ફર્યાં. એનો બંસી ઘરઘરનો પૂજાતો દેવ બન્યો. રાધારાણીએ ગરીબ ને ગંદા ખેડૂતોને નવું જીવન આપ્યું. ત્યાર પછી, એ દરેક ઘરમાં ચાકળા, ભીંતો પર ફૂલ, ઘાઘરામાં ભરત, ઘરઆંગણે છોડ, ફળિયામાં ઢોર, ને શેરીએ શેરીએ નાનો ચોક થયાં દેવમંદિર સાર્વજનિક સંસ્થા જેવું બન્યું, ને ગામનો પવિત્ર સાધુ ગામનો વૈદ ને ધર્માધિકારી પણ બન્યો. રાધારાણીના બંસી સાથે સૌ છોકરાં રમતાં; છોકરાંઓ રાધારાણીના ફળિયામાં ખેલતાં ને એમાંથી સૌ એના પર અતિ પ્યારની દૃષ્ટિથી જોતાં શીખ્યાં. બીજી તરફ ગામના જુવાનો રાધારાણી પાસે રામાયણ સાંભળવા આવતા ને તે સૌ જરૂર પડે તો સીતાપુરનું રક્ષણ કરવું એ ધર્મ છે એમ સમજતા થયા.

સીતાપુરમાં પ્લેગ આવ્યો હતો ને આખું ગામ

ધાકથી ગંભીર બન્યું હતું. રાધારાણી ઘેર ઘેર ફર્યાં ને એની પાસે રમનારાં ઘણાં છોકરાંની મૃત્યુશય્યા પર 'રાણીમા' જઈ આવ્યાં.

એક દિવસે મધ્યરાતે અચાનક બારણું ખખડવાનો અવાજ આવ્યો.

'કોણ?'

'હું ચંદુલાલ, બા!' ચંદુલાલનો મધથી મીઠો અવાજ આવ્યો.

રાધારાણીના ચહેરા પર ગ્લાનિ ને સખ્તાઈ છવાયાં.

'ચંદુલાલ? અત્યારે?'

'દરબારસાહેબ બોલાવે છે.'

રાધારાણી બહાર આવ્યાં.

'કેમ ચંદુલાલ! કેં અત્યારે?'

ચંદુલાલે ધ્રૂજતાં જવાબ આપ્યો: 'કુંવરસાહેબ માંદા છે ને હઠ લીધી છે કે રાધારાણીને બોલાવો.'

રાધારાણીના મોં પર આછું સ્મિત છવાયું. તે પોતાની કામ કરવાવાળીને ઉઠાડી ચંદુલાલ સાથે ગયાં.

દરબાર પોતાનો જૂનો હુક્કો ગગડાવતો ત્યાં જ બેઠો હતો. સાદાઇ ને પવિત્રતાની મૂર્તિ જેવી રાધા ત્યાં ઊભી રહી.

કુંવરની આંખમાં તેજ આવ્યું. 'ઓ રાધામા! આવો આવો. આ ડોકટરને દૂર કરી તમે પાસે બેસો.'

રાધા દઢ પગલે આગળ ગઈ. ડોકટર આભા જેવો બની ઊભો થઇ ગયો. દરબાર પહોળી આંખે જોઈ રહ્યો.

'બેટા!' રાધાએ એના માથા પર હાથ ફેરવ્યો: 'શું થાય છે?'

'માથું ફાટે છે!' કુંવરે વ્યગ્રતાથી જવાબ વાળ્યો.

રાધારાણીએ થોડુંક પાણી કાઢ્યું. ડૉક્ટર ધ્રૂજ્યો.

'અરે એ શું છે?'

રાધારાણીએ તેની સામે જોયું: 'ડૉક્ટર! કૃષ્ણ-મોહનનું ચરણામૃત!'

'હેં!' દરબારની આંખ ફાટી ગઇ.

'બા! આપો આપો,' કુંવર બોલતો હતો: 'લાવો.'

રાધા દૃઢ નિશ્ચયથી દરબાર તરફ ફરી: 'આ ચરણામૃત આપવું છે?'

દરબારે ડોકું ધુણાવીને હા પાડી.

રાધારાણીના ચહેરા પર વિજયનું આછું સ્મિત ન દેખાય તેમ ચાલ્યું ગયું.

બીજે દિવસે કુંવર તો આરામમાં હતો. દરબાર આજે કૃષ્ણમોહનને યાદ કરતો હતો. એના શબ્દો સાચા પડ્યા હતા. અધિકારીને એક બાબતમાં નમતું આપ્યું એટલે બધી બાબતમાં નમતું આપવાની પેરવી થતી હતી. રાધારાણી સવારે કુંવર પાસે આવ્યાં, ત્યારે દરબાર નમ્ર ચહેરે તેના તરફ વળ્યો.

'રાધારાણી' તે બોલ્યો, 'કૃષ્ણમોહનના શબ્દો આજ યાદ આવે છે!'

'એમ?'

'હા,' કહી જમીનદારે એક કાગળ તેના તરફ ફેંક્યો.

'જુઓ!'

રાધારાણીએ જોયું. સીતાપુરની આસપાસ બહારવટિયાનું

જોર હોઇ લોકો ત્રાહ્યત્રાહ્ય પોકારતા હતા. તેમજ બહારવટિયા ન લૂંટે એનાથી બમણું સિપાઇઓ લૂંટી જતા હતા. પણ અધિકારીઓએ પોતાના સિપાઇઓને દેવદૂત જેવા માની, તેમની મદદ લેવા લોકોને આગ્રહ કર્યો હતો.

'ત્યારે તમે શો નિશ્ચય કર્યો?' રાધારાણીએ પૂછ્યું.

'કૃષ્ણમોહને કહ્યું હતું તે જ. આજે કૃષ્ણમોહનના શબ્દો જ યાદ આવે છે.'

ને તરત પોતાના રક્ષણ માટે લોકો તૈયાર હોવાનું લખી જણાવ્યું.

*

રાધારાણી કૃષ્ણમોહનની છબી પાસે ઘૂંટણિયે પડી નમતાં હતાં; ને તેની પાસે બંસી પણ માથું ઝુકાવતો હતો: રાધારાણીએ બંસી પાસે બોલાવ્યું: 'અદૃશ્ય પિતા! આપની તપશ્ચર્યાનું ફળ આપના ચરણમાં ધરું છું!'

અને આ શબ્દો બોલતાં બંસી રડી પડ્યો!

૧૯૨૪

# સ્નેહલતાનું ઘર

## ૧

સ્નેહલતાનું ઘર કળાના નમૂના જેવું હતું. નાનું અને નાજુક ઘાટનું અને જરાક ઊંચાણમાં હતું. આસપાસ સ્વચ્છ ફળી હતું. એક તરફ સુંદર પુષ્પછોડ અને વેલી હતાં. બીજી તરફ તુળશીના ક્યારા પાસે નાનો ઓટલો હતો. અને તે પર સાંજરે આખું કુટુંબ બેસતું. ઉમેશના છેલ્લા મંદવાડમાં બહુ ખર્ચ થયું; ને તેથી સ્નેહલતાનાં બધાં જ ઘરેણાં વેચાઈ ગયાં. રમેશ અને તેની મા સ્નેહલતા અંતે આધાર વિનાનાં થઈ રહ્યાં અને ઘર પર કેટલુંક કરજ મૂકી ઉમેશ ચાલ્યો ગયો. રમેશ હવે માતાની સંભાળ નીચે આવ્યો. ઉમેશની પ્રથમાવસ્થા સમૃદ્ધ હતી, પણ વ્યાપારના એક ઝપાટામાં આવવાથી, નિર્ધન દશા થઈ ગઈ. હવે ઉમેશના મૃત્યુ પછી, સ્નેહલતાને માત્ર રમેશનો જ આધાર હતો.

રમેશ મૅટ્રિકમાં પાસ થયો ને તેને સ્કૉલરશીપ મળી.

એ કૉલેજમાં દાખલ થવા ગયો. તેની માએ પોતાનું એરિંગ કાઢી આપ્યું: 'બેટા! આ બહુ જ જરૂરી ખર્ચ માટે.'

રમેશ કૉલેજમાં ગયો. ગામથી બોર્ડિંગ દૂર હતી. હવેના સમયમાં વિદ્યાર્થીઓ વસે છે ત્યાં એક જાતનું ઉચ્છૃંખલ અજવાબદાર તંત્ર ચાલી રહે છે. રમેશને એક જ જુદી ઓરડી મળી હતી. બીજાની પેઠે તેમાં બે બારીનો ફાયદો ન હતો, પણ સ્થલ એકાંત હતું. રમેશે પોતાની બારી પાસે એક વેલી વાવી અને તેણે બારીમાંથી ધીમે ધીમે સ્નેહાળ ડોકિયું કાઢ્યું. રમેશ કેટલીક વાતે બીજાથી જુદો તરી રહેતો હતો. તેનામાં ગરીબાઈનું અભિમાન હતું. રમેશની ઓરડીને વિદ્યાર્થીઓ 'આન્દામાન' ટાપુ કહેતા. અને રમેશનું નામ 'દેશનિકાલ' રાખ્યું હતું. અમીચંદની ઓરડીમાં જ્યારે સૌ ભેગા થતા ત્યારે આ વાત પર બે કલાક સહેજે નીકળતા!

રમેશ સૌમાં ભળે તેવો ન હતો. એને સૌનાથી ડરવાનું એક કારણ હતું. એની જૂની ચોટલી ને કપાળમાં તિલક જોઇ કેટલાય ગૃહસ્થના છોકરા મૂછમાં હસતા! સવારે એ લોટો લઈ બહાર જાય ત્યારે ઓશરીમાં ઊભા રહી કેટલાક છોકરા હસતા ને એમનું હાસ્ય રમેશ છેટેથી સાંભળતો.

એક અમાવાસ્યાની રાત્રિએ સૌએ નિશ્ચય કર્યો કે 'આન્દામાન' પર હલ્લો લઇ જવો છે. અમીચંદને સરદાર બનાવવામાં આવ્યો. ને સૌએ તેની સાથે સામેલ થવું એમ ઠર્યું. ત્રણ છોકરાઓને જુદીજુદી ત્રણ દિશા સોંપાણી ને

રહેમાનખાં બાર બજ્યાની રોન ફરી જાય ત્યારપછી તરત જ રમેશની ઓરડીની આસપાસ 'ચોર' એવી બૂમ પાડવાની હતી. રમેશ બહાર આવે કે તરત જ એક છોકરાએ બીજી તરફના બારણેથી અંદર જઈ રમેશની માએ તેના માટે ખાસ તૈયાર કરેલ 'અડદિયા' ઉપાડવાના હતા!

બાર બજ્યે હલ્લો શરૂ થયો. રહેમાનખાં ચાલ્યો ગયો કે તરત જ ચોરની બૂમ પડી. સૌ છોકરા બહાર આવ્યા. ને રમેશ પણ બહાર આવ્યો. એક બાજુથી રહેમાનખાં દોડતો આવ્યો. પ્રોફે. કૃષ્ણલાલ વિદ્યાર્થીઓને કાંઈ હરકત ન થાય માટે પટાવાળા સાથે આવતા હતા. અમીચંદે રમેશની ઓરડીમાંથી અડદિયાનો ડબ્બો ઉઠાવ્યો ને તે સાથે જ રમેશની માએ મોકલાવેલી એક મખમલની નાની પેટી હાથ લાગી. તે પાસે જ પડી હતી. તે પણ ઉઠાવી લીધી!

ચોર વિષે બહુ તપાસ થઈ. વિદ્યાર્થીઓને સૂચના અપાણી ને સૌ પોતપોતાની રૂમમાં ગયા!

રમેશે આ બનાવ બન્યા પછી ઓરડી ફેરવવાનો નિશ્ચય કર્યો. તેણે સવારમાં જોયું તો અડદિયાનો ડબ્બો ને તેની માએ મોકલાવેલી પેટી ન હતી. મખમલની પેટીમાં એની માનું એરિંગ હતું. રમેશને લાગ્યું કે કોઈ ચોર નથી આવ્યો પણ સૌએ મશ્કરી કરી છે. મારી માનું એરિંગ જાય એ મારા ઘરની આબરૂ જાય છે એ વિચારે રમેશને ધ્રુજાવ્યો. તેણે પોતાનો સૌથી સારો વેષ પહેર્યો. આ પહેલાં તે કદી વિદ્યાર્થીઓની ઓરડીમાં ગયો ન હતો. તે સીધો

અમીચંદની ઓરડીમાં ગયો. ઓરડીમાં મશ્કરી ચાલતી હતી. રામપ્રસાદે ટીકા કરી: 'બેવકૂફ નહિ? કોઈ ઓરડીમાં એરિંગ રાખે?'

'અરે તુંબડું છે'! અમીચંદે કહ્યું.

'ગામડાનું ભૂત!' નવરંગલાલે પોતાની બાબરીના વાળ સમારતાં કહ્યું: 'કેવો જંગલી જેવો ટકો દેખાય છે! અને એમાં પાછું હિંદી મહાસાગર જેવડું કપાળ! વચ્ચે સિલોનના જેવું ટીલું!'

સૌ ખડખડાટ હસી પડ્યા. તે જ વખતે રમેશે પ્રવેશ કર્યો.

'મારું એરિંગ આપો છો?' એણે અરધું ગુસ્સામાં અને અરધું ભાનમાં કહ્યું.

'તમે કોને કહો છો?'

'આખી સોનેરી ટોળીને.'

'સોનેરી ટોળી?' અમીચંદે જવાબ આપ્યો. 'વિચારીને બોલવું હો!'

રમેશ ક્રોધથી તેમના પર કૂદી પડત પણ એટલામાં સૌએ એને જ દૂર ખેંચ્યો. અમીચંદે અભિમાનમાં જ જવાબ આપ્યો: 'તારું એક શું પણ દસ એરિંગ લઈ લે!' એણે સો રૂપિયાની નોટ રમેશના પગ આગળ ફેંકી. અમીચંદ એટલામાં સૌનો સરદાર હતો. અમીચંદ માટે નાટકની ટિકિટ ખરીદનાર ચારપાંચ જણ હોય જ! અમીચંદ સાથે એ ચારપાંચ જણા મફત ખરા. અમીચંદનો નાસ્તો દૂરની ઓરડીમાંથી પણ વિદ્યાર્થીઓને ખેંચી લાવતો. એની

શ્રીમંતાઈમાં ઉપકાર કરતાં અભિમાન વધારે હતું. અને એવો શ્રીમંત સમાજમાં સેવા કરતાં સત્તાનો શોખ વધારે રાખે છે.

રમેશે એની સો રૂપિયાની નોટ ઠેબે ઉડાડી મૂકી. પાછો ફર્યો પણ તેને ક્રોધ ને દુઃખ બે સતાવી રહ્યાં હતાં. આ વખતે તે સ્કોલરશીપ મેળવી શકયો ન હતો. એનું માથું હમેશાં દુખતું. અને પોતાના દરેક કાર્યમાં માતાને કેટલું કામ વધારે કરવું પડશે એ ભયંકર ખ્યાલ હાજર રહેતો. રમેશ રૂમમાં પહોંચ્યા પછી તેનું ક્રોધને લીધે ભાન ગયું.

અમીચંદ રમેશની ઓરડી પાસેથી નીકળ્યો ત્યારે રમેશને અચેત પડેલો જોયો. તે એકદમ દોડયો. એરિંગ લાવ્યો. ને બહુ માયાળુ ભાવથી દિલગીરીભર્યા અવાજે બોલ્યો:

'રમેશ! આ તમારું એરિંગ!'

રમેશને ભાન ન હતું.

હવે સૌ મૂંઝાયા. ડૉ. પાંડુરંગ પાસે રહેતો. તેને બોલાવ્યો. પાંડુરંગે તદ્દન આરામની જરૂર જણાવી. રમેશ ધીમે ધીમે ભાનમાં આવ્યો. તે દરમ્યાન રમેશનું સરનામું જાણવા, અમીચંદે કાગળ ખોલ્યો. ને તેમાંથી એક હસતી સુંદર સ્ત્રીની છબી નીકળી. અમીચંદ તે તરફ જોઈ રહ્યો. કાંઈ અનુમાન બાંધે તે પહેલાં રમેશના અક્ષર પર દૃષ્ટિ પડી. છબી નીચે લખ્યું હતું:

'મારી માઃ ઉમ્મર સત્તર વર્ષ: ૨૮:૯. . .' અમીચંદનું સજળ નયન રમેશ તરફ ફર્યું. આ કોલેજમાં એક વિદ્યાર્થી આવો પણ છે!

સ્નેહલતાને કાગળ ને તાર મોકલ્યા. તે જલદીથી આવી. એના કાનમાં એનું બીજું એરિંગ જ લટકતું હતું. પોતાની મહેનતના તમામ પૈસા લઈ તે આવી.

રમેશને ઠીક થયું. સ્નેહલતા પાછી ગઈ. પણ પાછું તેણે વાંચવાનું શરૂ કર્યું. સ્કૉલરશીપ વિના તે કેમ નભે? કેમ આગળ વધે? બીજે દિવસથી જ પાછો સખ્ત તાવ આવ્યો. ડૉ. પાંડુરંગે હવે આશા છોડી, ને સ્નેહલતાને બોલાવી. સ્નેહલતા આવ્યા પછી થોડા જ કલાકે રમેશની આંખ હમેશને માટે બંધ થઈ ગઈ.

સ્નેહલતાનું રુદન જોઈ અમીચંદ રોયો, નવરંગ રોયો, રહેમાન પણ રોઈ પડ્યો. પરંતુ અફસોસ! બધાના રુદન વચ્ચે રમેશનું ફિક્કું મુખ હસતું હતું. જાણે હમણાં જ બોલશે, પણ રમેશ બોલે તેમ ન હતો.

સ્નેહલતા ભારે પગલે ઘર ભણી પાછી ફરી. અમીચંદ અને નવરંગ સ્ટેશન સુધી મૂકવા ગયા. બોલ્યા નહિ પણ રોઈ પડ્યો. એમના હૃદયમાં ભાર હતો. અને તે ખાલી થાય તેમ ન હતું. સ્નેહલતા શાંત ઘરે આવી. હવે તેનામાં નિરાશાભરી હિમ્મત હતી. ઉમેશના મૃત્યુસમયે જે કરજ રહ્યું હતું તે વાળવાની તેનામાં શક્તિ ન હતી. સ્નેહલતાનું કરજ વધ્યું હતું. તે આવ્યા પછી બીજે જ દિવસે ગોપાલદાસ શેઠ ખરખરે આવ્યા હતા. ને ત્યારે જ કહી દીધું હતું કે સ્નેહલતા માટે પાસે જ એક સારું ઘર ભાડે મળે તેમ હતું!

સ્નેહલતાએ ઘર ખાલી કરવાની તૈયારી કરી ને રાતે રમેશની અભ્યાસની ઓરડીમાં ગઈ. એક તૂટેલું ટેબલ પડ્યું

હતું. એક ખૂણામાં ચોપાનિયાની ફાઈલ પર ધૂળ ચડી હતી. પાસે નાનો હતો ત્યારનું રમેશનું વાજું પણ કોણ જાણે કેમ રહી ગયું હતું. 'કરણઘેલા'નાં ફાટેલાં પાનાં ઊડતાં હતાં ને રમેશની 'Sixth Reader' રમેશના અક્ષર સહિત પડી હતી. અરે! આ નિર્માલ્ય વસ્તુઓમાં અત્યારે દ્રવ્ય હતું. સ્નેહલતાએ આ બધું એકઠું કર્યું! સાથે સાથે રમેશનું કૉલેજનું પોટકું પણ ત્યાં હતું. તે ખોલતાં રમેશની છબી અને સ્નેહલતાની છબી નીકળી. નીચે રમેશના અક્ષર હતા. સ્નેહલતા પોતાનાં પ્યારાં વેલી, ફળી અને ઘર કાલે છોડવાની હતી. આજે એ ભારેખમ હૃદયે ઘડીભર રમેશના રૂમમાં બેઠી. બહાર વરસાદ હતો, રમેશની બેઠકની બારીના સળિયામાંથી એક વેલી ડોકિયાં કાઢતી હતી.

સ્નેહલતા એ તરફ જોઈ રહી.

વેલી નીચે ફૂલ તોડતું કોણ ઊભું છે? કેવો રમેશ જેવો ચહેરો!

'રમેશ!'

કોઈ બોલ્યું નહિ.

વરસાદ વરસતો રહી ગયો હતો ને આછાં વાદળામાંથી ચંદ્રની ઝાંખી રોશની દરેક ચીજને સ્પષ્ટ અસ્પષ્ટ દેખાડી વધારે ભવ્ય બનાવતી હતી.

'રમેશ!'

કોણ સાંભળે!

સ્નેહલતાને એકદમ સાંભર્યું. એ બધું ભૂલી જ ગઈ. વરસાદમાં રમેશ ભીંજાતો હશે!

તે એકદમ બારી તરફ દોડી. બહાર દોડી.

રમેશ ત્યાં હતો નહિ. એણે બૂમ પાડી: 'રમેશ! બેટા!' એના જ સ્વર પાછા ફર્યા.

બીજે દિવસે બારી નીચેથી જ એક કાગળ મળ્યો. એ જ કાગળ જેમાં ઉમેશના હસ્તાક્ષરમાં ખાતું હતું ને તે પ્રમાણે ઘર પર લહેણું થવાને બદલે ગોપાળદાસ પાસે લહેણી રકમ નીકળતી હતી. પાસે સ્નેહલતાનું એરિંગ પડ્યું હતું! રમેશે એક દિવસે વાત વાતમાં એને કહ્યું ન હતું, 'બા! એ કાગળ હું ગોતીશ હો!'

*

બીજે દિવસે કોઈકે કહ્યું કે રાતે દસ વાગે કોઈ ઘોડાગાડીમાંથી ઊતરી રમેશનું ઘર પૂછતું હતું.

સ્નેહલતાએ કરુણતાભરી આશામાં કહ્યું: 'એ જ મારો રમેશ! એણે જ કાગળ આપ્યો!'

ગોપાળદાસે અવિશ્વાસભરી રીતે કહ્યું: 'હશે!'

૧૯૨૦

# જૂની પિછાન

શંકરપ્રસાદે જ્યારે પોતાના બાલમિત્ર રમાકાન્તને મૃત્યુશય્યા પર જોયો, ત્યારે તે રડી પડ્યો. એક વખત કૉલેજમાં બન્ને સાથે ભણ્યા હતા. છેલ્લી 'બેંચ' પર એક જરાક દેખાવડો છોકરો બેસતો તેને સૌ 'માલતી' કહેતા. તે નામને ત્યાં અમર રહે તેવી રીતે કોતરનાર શંકરપ્રસાદ હતો. આજે એ ઘટનાના સાક્ષી પોતાના આજન્મ મિત્રનો છેલ્લો મેળાપ થઈ ચૂક્યો. તેની વિધવા કુસુમ અને નાનો પુત્ર સતીશ તદ્દન નિરાધાર થઈ પડ્યાં! કુસુમને ત્યાં હવે દાસીની જરૂર ન હતી. અને તેથી તેની કામ કરવાવાળી પન્નાને શંકરપ્રસાદે રાખી લીધી. કુસુમ તથા સતીશને ધીરજ આપી શંકરપ્રસાદ ઘેર આવ્યો.

સતીશની ઉમ્મર ત્રણ વર્ષની હશે. ત્રણ વર્ષનું બાળક એટલે શંકાનો ખજાનો: પ્રશ્નોની પરંપરા. કેવા સુંદર પ્રશ્નો! નાના બાળકની આ અર્થવિનાની શંકામાં જેટલું રસાયન છે, તેટલું સમ્રાટના મહાન ધન્વન્તરિ પાસે નહિ હોય. સતીશ અને કુસુમ પોતાના ઘરમાં આ શંકા કરવાનું અને એની સમાધાની કરવાનું જીવન ગાળતાં હતાં.

કુસુમ અને સતીશ સિવાય ઘરમાં કોઈ ન હતું. સાધારણ રીતે શંકરપ્રસાદ ત્યાં વારંવાર આવતો, અને રમાકાન્તનો બાળમિત્ર હોવાથી કુસુમને તેના પર વિશ્વાસ હતો. કુસુમને સગામાં માત્ર શંકરપ્રસાદ જ ગણાય. તેણે તેની ઘણીખરી મિલકત પણ શંકરપ્રસાદને સોંપી હતી.

રમાકાન્તના મૃત્યુ પછી થોડા સમયમાં કુસુમ પણ મૃત્યુ પામી. હવે સતીશ એકલો રહ્યો. શંકરપ્રસાદે તેને રક્ષણમાં લીધો. નાનો સતીશ પન્નાનો જૂનો મિત્ર હતો. એ હવે આ નવા ઘરમાં તેની સાથે વધારે રહેવા લાગ્યો. શ્રાદ્ધની તિથિએ જ્યારે કુસુમનું નામ સૌએ સંભાર્યું ત્યારે સતીશને લાગ્યું કે કુસુમ જરૂર આવે છે, પણ કુસુમને બદલે માત્ર એકબે કાગડા જ ઓરડા પર આવ્યા હતા. સતીશને પન્નાએ સમજાવ્યું કે કુસુમ હવે 'પોર' આવશે. એ ઉપરથી તે પણ હવે વારંવાર બોલતો કે 'બા પોર આવશે!'

શંકરપ્રસાદને પણ છોકરાં હતાં. પહેલાં તો નવો સતીશ સૌને રમતરૂપ થઈ પડ્યો. ધીમે ધીમે પન્નાનો પક્ષપાત સૌને ખૂંચવા લાગ્યો. શંકરપ્રસાદની સ્ત્રી વારંવાર તેને ઠપકો આપતી: 'એવું બધું શું? છોકરું છે તે રમે. કાંઈ સોનાનાં આંસુ ખરે છે?'

પન્ના બધું સમજતી ને સહન કરતી. પછી તો તે સતીશને એકાંતમાં વહાલ કરતી; ને સતીશ આ બધી ખટપટથી અજાણ્યો હોવાથી, પન્ના કામ કરતી હોય ત્યારે બાલની લટ ખેંચી દૂર ઊભો રહી હસતો! એની થાળી

ઉપાડી લેતો! એને કાંકરે મારતો! આવી રમતથી સતીશ પન્નાને ખીજવતો હતો. પણ એ ખોટી ખીજથી પન્ના સતીશની વધારે ને વધારે સાચી ‘મા’ બનતી હતી.

રમાકાન્તના મૃત્યુ પછી લોકવાયકાના ભયથી શંકરપ્રસાદ સતીશને ઘેર લાવ્યા હતા પણ હવે સતીશનો બોજો પડવા લાગ્યો. સતીશનાં કપડાં: સતીશનો નાસ્તો: એની ગાડી: અને એવી એવી હજાર ચીજમાં પોતાનો પૈસો ખેંચાય છે એમ શંકરપ્રસાદને લાગ્યા કરતું. પોતાના છોકરા માટે કાંઇક ખરીદે ત્યારે સતીશ માટે પણ લેવું પડે, એ વાત તેને નિરંતર ખટક્યા કરતી.

એટલામાં સતીશને ભયંકર બીમારી થઈ આવી. પન્ના સિવાય સૌ આશા મૂકી બેઠાં, ને અરધા શોકમાં, અરધા આનંદમાં, અરધા વિવેકમાં સારવાર કરવા લાગ્યાં. પરંતુ બધી મહેનત પાણીમાં જતી હતી. પન્નાએ છેવટે શંકરપ્રસાદને સૂચના કરવાની હિમ્મત કરી.

‘સાહેબ! મોટા ડૉક્ટરને બોલાવીએ તો?’

ગામના પણ બેચાર માણસો બેઠા હતા. શંકરપ્રસાદે કચવાતે મને કહ્યું: ‘બાપુ! બધા આયુષ્યના ઉપાય છે. ડૉક્ટર પણ શું કરે!’

‘એટલું જ કે આપણને સંતોષ રહે કે બધા ઉપાય કર્યા!’

‘હા, એ ઠીક છે.’

બધાના ગયા પછી શંકરપ્રસાદે પન્નાને ધમકાવી: ‘તને એકને જ લાગે છે અને બીજા શું પથ્થર હશે?

ડૉક્ટરની ફી પચાસ રૂપિયા કયા ઝાડમાંથી ખરવાની છે?'

પન્નાએ પોતાનાં બે એરીંગ આપ્યાં: 'સાહેબ, આટલું મારી પાસે છે. ભલા, ખરચ કરતાં બચે તો પૈસો તો મળી રહેશે.'

શંકરપ્રસાદ સ્તબ્ધ ઊભો રહ્યો: પણ હવે ઉપાય ન હતો. તે મોટા ડૉક્ટરને તેડી લાવ્યો, ને ત્યાર પછી સતીશને આરામ થવા લાગ્યો. પન્નાને એરીંગ જવાથી ઊંડો સંતોષ થયો.

શંકરપ્રસાદે થોડા દિવસ પછી પન્નાને એરીંગ પાછાં આપ્યાં, અને આપતાં કહ્યું: 'જો પન્ના! અમને સતીશ ઓછો વહાલો નથી, પણ ખરચ હમેશાં જોઈતું કરાય. હજી એને ભણાવવો વરાવવો એ બધું ખર્ચ થોડું છે? ને તું જાણે છે કે રમાકાંતનો હાથ છૂટો હતો, કાંઈ બચાવી શકયા ન હતા.'

પન્નાને છેલ્લા શબ્દોમાં કાંઈક ઊંડો ભાવ જણાયો, પણ તે કાંઈ બોલી નહિ.

એક દિવસ પન્ના બહારગામ ગઈ હતી. રાત્રે એ પાછી ફરી હતી, ને પાછળને બારણેથી સતીશના ઓરડામાં આવી ગઈ હતી, એ વિષે સૌ અજાણ હતાં. એટલે ઘરમાં કાંઈક મોટેથી વાતચીત ચાલી રહી હતી, તે પન્ના સાંભળી રહી.

'એવું ખોટું ખર્ચ પોસાય? શંકરપ્રસાદનો સ્વર આવ્યો.

'એમાં શું? એનું છે ને એ ભલે વાપરે,' બીજો સ્વર પન્નાએ ઓળખ્યો—શંકરપ્રસાદની પત્નીનો હતો.

'તને ભાન છે? આ તારાં છોકરાં ક્યાં નાખીશ?'

શંકરપ્રસાદની સ્ત્રીએ જવાબ આપ્યો નહિ.

શંકરપ્રસાદ બોલતો લાગ્યો: 'અને કુસુમે કેટલુંક આપ્યું છે? થોડાક દાગીના અને રોકડ છે. સતીશને ભણાવવામાં બધું ચાલ્યું જશે. એ વાત સંભારવામાં પણ લાભ નથી. જગત ઉપકાર કર્યો ન જાણે, નુકસાન કર્યું ગણે.'

ઓરડામાં પાછી શાંતિ પ્રસરી ગઈ. રસોડામાં બિલાડીનો ખખડાટ સાંભળતાં શંકરપ્રસાદની સ્ત્રી ત્યાં ગઈ, ને પછી ઘરમાં તદન શાંતિ પ્રસરી.

પન્ના હવે ચિંતામાં પડી કે સતીશનો હક્ક શી રીતે સચવાય. તે કાંઈ ન જાણતી હોય ને શંકરપ્રસાદનો ઉપકાર માનતી હોય તેમ સતીશની સંભાળમાં શંકરપ્રસાદના કહેવા પ્રમાણે કરવા લાગી. એક વખત શંકરપ્રસાદને બેચાર દિવસને માટે પરગામ જવાનું હતું. શંકરપ્રસાદને સ્ટેશને સામાન સહિત પહોંચાડવા પન્ના ગઈ. પાછા ફરતાં પન્નાના હાથમાં શંકરપ્રસાદે કૂંચીનો ઝૂમખો ફેંક્યો. તે ઉતાવળમાં ને ભૂલમાં ઝૂમખો સાથે લાવ્યો હતો, ને બેચાર દિવસની રોકાણ હોવાથી ઝૂમખો પાછો મોકલી દીધો.

સતીશના સૂવાના ઓરડા પાસે શંકરપ્રસાદનું દીવાનખાનું હતું. પન્નાએ તે રાતે દીવાનખાનામાં પ્રવેશ કર્યો, ને એક ચાવીથી ટેબલનું ખાનું ખોલ્યું. પન્નાને કાંઈ મળે તેમ આશા ન હતી, પરંતુ અકસ્માત્ શંકરપ્રસાદને જે મિલકત કુસુમે સોંપી હતી તેની યાદી નીકળી. નીચે શંકરપ્રસાદની સહી હતી. પન્નાએ ધીમેથી એ એક જ કાગળ લઈ બીજું

બધું વ્યવસ્થિત કરી દીધું. બીજી સવારે શંકરપ્રસાદની પત્નીએ કહ્યું: 'પન્ના ! ભૂલ થઈ. ચાવી સાથે લઈ ગયા. આજે હવે શાકના પૈસા નથી.'

'અરે હા હા,' પન્નાએ સાંભર્યું હોય તેવો દેખાવ કર્યો, 'હું પણ કેવી ભુલકણી છું! કૂંચીનો ઝૂમખો મારા કબજામાં છે! સ્ટેશને સાહેબે આપ્યો હતો! એ વાત ભુલાઈ ગઈ.'

સતીશનો અભ્યાસક્રમ આગળ ચાલતો ગયો. શંકરપ્રસાદ ઘણી વખત કહેતો કે હવે સતીશનો ભાર અસહ્ય થાય છે. મેટ્રિક પછી સતીશને એકદમ ઉઠાડી લેવાના નિશ્ચય પર તે આવ્યો.

પન્નાએ કહ્યું: 'હવે બે વર્ષ વધારે અભ્યાસ કરે તો શું?'

'કેમ પન્ના! હવે તારામાંથી અક્કલ ચાલી ગઈ છે કે શું? બે વર્ષનું ખર્ચ કોણ આપશે?'

સતીશ આ સાંભળતો હતો. તે બોલ્યો: 'નહિ નહિ, પન્ના! હવે વધારે વખત મારે દાદાના પર બોજો નાંખવો ન ઘટે!'

'અને સતીશ! વધારે અભ્યાસની આજ શી કિમ્મત છે?'

પન્નાએ ધીમેથી પૂછ્યું: 'ત્યારે વિનોદકાન્ત આગળ વધશે?' વિનોદ શંકરપ્રસાદનો દીકરો હતો. તે આ વખતે જ મેટ્રિકમાં પસાર થયો હતો.

શંકરપ્રસાદે કાંઈ જવાબ આપ્યો નહિ. સતીશ ભીની આંખે પન્ના તરફ જોઈ રહ્યો.

'સાહેબ!' પન્નાએ બોલવું શરૂ કર્યું. 'આપ. . . ભડકતા નહિ. કુસુમગાને આપે જે મિલકતની પહોંચ

આપેલી તે વકીલ જગમોહનને ત્યાં છે! આપનું લૂણ ખાધું છે, માટે આપ વિરુદ્ધ કાંઈ ન થાય તો સારું.'

શંકરપ્રસાદ હતો ત્યાં સ્થિર થઈ ગયો. પન્ના આ શું બોલે છે? તે ઘડીભર બોલ્યો નહિ.

'શંકરપ્રસાદ!' બહારથી જગમોહનનો સ્વર આવ્યો. જગમોહન પણ રમાકાંતનો મિત્ર હતો, પરંતુ શંકરપ્રસાદ વધારે ગાઢ મિત્ર હતો, તેમજ કુસુમને શંકરપ્રસાદ પર વધારે વિશ્વાસ હોવાથી, મિલકત બધી એને સોંપી હતી. પન્નાએ જગમોહનને ચેતવ્યો હતો, ને તે વખતસર આવી પહોંચ્યો હતો.

શંકરપ્રસાદની બધી કીર્તિ આજે ધૂળ મળી ગઈ હતી. તે જગમોહનને મળવા બહાર આવ્યો. જગમોહને ધીમેથી કહ્યું: 'હવે તમારાથી ખર્ચ ન થઈ શકતું હોય તો તમે ઘણું કર્યું છે. સતીશ ભલે એનો સ્વતંત્ર માલિક બને. શંકરપ્રસાદને તરત જ કબૂલ કરવું પડ્યું.

સતીશ હવે પોતાના જૂના મકાનમાં રહેવા આવ્યો હતો. એની વિશ્વાસુ મા પન્ના સાથે હતી. ત્યાર પછી સતીશ એક સુંદર કુમારિકા સાથે સ્નેહથી જોડાયો. થોડા દિવસ બધું ઠીક ચાલ્યું. પણ ધીમે ધીમે મૃણાલિનીને પન્નાની હાજરી ખૂંચવા લાગી. પન્નાની ઢબ કેવી જૂની હતી! અને મૃણાલિનીની સખીઓ બેસવા આવે, ત્યારે પન્ના, જાણે મૃણાલિની પાળેલું પ્રાણી હોય તેમ, માથે હાથ ફેરવ્યા કરે, મોં જોયા કરે, ને વારંવાર પેલું જૂની ઢબનું વાક્ય 'મારા સતીશની વહુ,' બોલ્યા કરે. પૂનમની ચાંદનીના રાસમાં

પણ પન્ના જૂના રાગ શોધે! જૂની આંખને હમેશાં નવાં ચશ્મા ઠીક ન પડે. સતીશ સાંજે ઑફિસમાંથી આવે ત્યારે પન્ના વિષે એકાદ ફરિયાદ રજૂ થાય જ! આજે મારી વાંકી સેંથી ભૂંસાડી, કે મારું મોઢું બે વખત જોયું!

પન્ના વૃદ્ધ થઈ હતી. એણે વિશ્વાસ અને સ્નેહનું બી સતીશમાં રોપ્યું હતું. એ પોતાના ઉલ્લાસમાં મૃણાલિનીને વહાલ કરતી. મૃણાલિનીને આ ગમતું નહિ, એટલે હમેશાં એકાદ વાંધો હોય જ!

સતીશે પન્ના માટે એકાદ અલાયદો ઓરડો ભાડે લઈ દીધો. ત્યાં તે હમેશાં બે વખત જતો. વૃદ્ધ પન્ના પોતાની અનંત માળા ત્યાં ફેરવતી. તેના શરીરમાં હજી જોર હતું: આંખમાં તેજ હતું; પણ એને હવે ઉપાધિ પસંદ ન હતી. છતાં સતીશનું ફળી હમેશાં વાળતી, ને સવારમાં પાંચ ન થાય ત્યાં ફળી વાળવા માટે ખડકીએ આવીને મૃણાલિનીને સાદ કરતી હોય!

એક વખત મૃણાલિની રડી પડી. સ્ત્રીઓનું અજિત હથિયાર રુદન. સતીશે તેને શાંત પાડી: 'જો, એના વડે આ વૈભવ છે' મૃણાલિનીએ કહ્યું: 'એ ગમે તેમ, પણ મારા અધિકારમાં એ વચ્ચે નહિ.' સતીશે લાચારીએ કહ્યું: 'ભલે.'

મૃણાલિની કાંઈ કેડો મૂકે તેવી ન હતી, એણે તો પન્નાનો ધીમે ધીમે હક્ક કાઢવા માંડ્યો. સતીશે કહ્યું: 'મા! પાંચ વાગે તમે શું કરવા . . . હેરાન થાઓ છો?'

પન્ના મનમાં ઘૂંટડો ઉતારી ગઈ હોય તેમ બોલી: 'સારું, બેટા. હવેથી નહિ આવું.'

એક વખત પન્ના ત્યાં આવી હતી. સતીશ બહારથી આવ્યો. મૃણાલિની અરધી ગુસ્સામાં ને અરધી શોકમાં બારણામાં જ ઊભી હતી. સતીશને જોતાં તેણે કહ્યું: 'પન્ના છતાં આપણે એક માણસ તો રાખવું પડે છે.' સતીશે કહ્યું; 'હા, એનું શું?'

'એનું શું? આજે સૌ બાગમાં ગયાં: નવરંગની વહુ ને હું ને મેમસાહેબ. પન્નાને સાથે લીધેલ. સૌ નાસ્તો કરવા બેઠાં એટલે મેમસાહેબના કૂતરાને પન્ના લાકડી લઈ હાંકવા મંડી! આમાંથી કોઈક દિવસ ભયંકર નુકસાન થશે.'

સતીશને વાત સાચી લાગી. મેમસાહેબનો કૂતરો એટલે શું? એણે પન્નાને કહ્યું, 'મા, તમારે હવે આ લોકો સાથે બહુ ભળવું નહિ.'

પન્નાએ ધીમેથી કહ્યું: 'સારું બેટા.'

બીજે દિવસે પન્નાએ સતીશને બોલાવી હાથ ફેરવ્યો: 'બેટા! સુખી રહેજે.' સતીશ સમજ્યો, કે કાલે માને કીધું એટલે આજે હવે ન ભળવાનો નિશ્ચય કરે છે. સાંજે સતીશ આવ્યો ત્યારે પન્ના હતી નહિ. હજારો માણસોમાં એ ગુમ થઈ ગઈ. એને ગામ સતીશે પૈસા લઈ માણસ મોકલ્યો. તે પૈસા લઈ પાછો આવ્યો. પન્ના ત્યાં પણ હતી નહિ.

૧૯૨૧ – ૨૨

# ત્યાગની દીક્ષા

મ્યુનિસિપાલિટીના ફાનસના અજવાળામાં એક વૃદ્ધ થાકેલો માણસ રંગમતીનો પુલ ઓળંગી રહ્યો હતો. તે વારંવાર પોતાની ડાંગ જમીન પર ટકાવી લાંબી દૃષ્ટિથી સામે આવેલા ગામ તરફ જોતો હતો. ને અંધારામાં અહીં-તહીં છૂટાછવાયા પ્રકાશના થોડાક દીવાઓ પર એનું લક્ષ્ય ચોંટયું હતું.

અંતે તે પુલ ઓળંગી રહ્યો. હવે સામેનું ગામ અને રસ્તો સ્પષ્ટ દેખાતાં હતાં. એના મજબૂત પણ વૃદ્ધ શરીરને થાક જણાતો હતો. બે દિવસનો અપવાસ હતો અને આજે ડોસાને નહિ જેવું જ ખાવાનું મળ્યું હતું. સામે એક માણસ મળ્યો. ડોસાએ જૂનો સ્વભાવ પડ્યો હોય તેમ સહજ જ ડાંગ સમારી. પાસેથી જનાર બોલ્યા વિના જ ચાલ્યો ગયો. ડોસાએ હાકલ પાડી.

'ભાઈ! આ સામેનું ગામ રંગપુર કે?'

'હા,' ટૂંકો જ જવાબ મળ્યો.

'ગામમાં વીશી છે?'

'આ રસ્તા પર જ જમણે હાથે પહેલું મકાન. તમારું નામ ઝંડૂર કે?'

ડોસો ચમક્યો. રંગપુરને પોતે ઓળખે તે પહેલાં રંગપુરમાં એને જાણનાર પડ્યા હતા. તે વરુના જેવી ત્વરાથી પાછો ફર્યો.

'હા; અને તમારું નામ?'

ડોસાની નજર આગળ માત્ર ગાઢો અંધકાર હતો. ને બોલનાર જવાબ આપ્યા વિના એકદમ દોડી ગયો હતો. તેના સ્વર કે પગરવની કાંઈ નિશાની ન હતી.

ઝંડૂર આગળ વધ્યો.

ધીમે ધીમે ગામનો કોલાહલ વધારે સ્પષ્ટ થતો ગયો. રસ્તાને છેડે બરાબર જમણા હાથ પર બે માળનું એક મકાન હતું. એના દરવાજામાંથી ફાનસનો આછો ઉજાસ રસ્તા પર પડતો હતો.

ઝંડૂર એ તરફ વળ્યો.

'આ વીશી છે?' તેણે પૂછ્યું.

'હા,' અંદરથી એક વૃદ્ધ ડોશીએ જવાબ આપ્યો. ને એ જવાબની પાછળ તરત જ શિકારીના જેવી ઝડપથી વીશીનો માલિક દરવાજામાં દેખાયો: એની ચકોર અને લુચ્ચી આંખો ફાનસના અજવાળાથી વધારે ચંચળ થતી લાગી. ઝંડૂરનો જૂનો મોટો અનેકવિધ થીગડાંવાળો ભૂરો પીળો કોટ, તૂટેલ ને ધૂળભર્યા જોડા, ને દસબાર વિચિત્ર રંગના થીગડાંની ટૂંકી ટોપી તરફ તે જોઈ રહ્યો. એના ચહેરા પર ધંધાદારીની નિરાશા આવી. તે મનમાંજ બોલી ઊઠ્યો: 'રંગપુરના નવા મહેમાન!'

'આંહીં રોટલાનો ટુકડો ને પથારીનો કકડો મળશે ?' ઝંડૂરે નિરાશ મનોભાવના દર્શાવી.

'હા, સૂવાનું આંહીં'—એમ કહી વીશીવાળાએ દરવાજા બહાર તૂટેલ ઓટલો દેખાડ્યો.

'અને બાર આના પડશે !'

ઝંડૂરે આકાશ સામે જોયું. દસ થઈ ગયા હતા. તેણે એક પ્યાલો કાઢ્યો: 'થોડુંક પાણી !'

વીશીના દરવાજામાંથી કર્કશ સ્વર આવ્યો: વીશીવાળાની સ્ત્રી અત્યાર સુધી શાંત ઊભી હતી, તેણે ઝંડૂર તથા પોતાના પતિની વચ્ચે થયેલી વાત સાંભળી. ને સ્ત્રીના કાંઈક લોભી સ્વભાવમાં ધંધાદારીની ખંધાઈ મળતાં, તેના સ્વરમાં લોભ ને ધિક્કાર સ્પષ્ટ દેખાતાં હતાં. તેણે જવાબ વાળ્યો: 'આંહી ધર્મશાળા નથી. ગામમાં બીજી ઘણીએ વીશી છે. આંહી અમારે જગ્યા પણ નથી.'

'કાંઈ સમજો છો કે નહિ ?' પોતાના પતિ તરફ જોઈને તે બોલી: 'ઘરમાં એક રાતી પાઈ પણ નહિ રહેવા દીએ. ને તમારો કાકો હવે ખાશે પણ શું ? બીજા વસિયાત આવતા અટકી જશે, જો આવા ને આવા થોડાક ચીનના સાહુકાર ઉતાર્યા તો !'

વીશીવાળો દબાઈ ગયો. તેણે ઝંડૂરને કહ્યું:

'ભાઈ! બીજે તપાસ કરો !'

ઝંડૂર પોતાની ડાંગ લઈ ચાલતો થયો. થોડે દૂર જ હોટેલ હતી. ઝંડૂર અંદર ગયો. ટેબલ પર બેઆની ફેંકી, એક ખુરશી ખેંચી તે પર બેસી ગયો: હોટેલના છોકરાએ તેની સામે જોયું:

'ડબલકપ ચા!'

'આઘે એક ટેબલ પાસે બેચાર જણા બેઠા ચા પીતા હતા. તેમણે ઝંડૂર સામે જોઈ અંદરઅંદર ધીમેથી કાંઈક વાત કરી. હોટેલનો માલિક પાસે જ બેઠો હતો. તેણે મોં પહોળું કરી વચ્ચે જ પૂછ્યું:

'હેં સાચું કહો છો?'

'આ છૂપી પોલીસના ઇન્સ્પેકટર રહ્યા. પૂછને!'

ઇન્સપેકટરે પોતાની ખુરશી પરથી માથું ધુણાવી હા પાડી. માલિક ઊઠ્યો. ઝંડૂર પાસે પહોંચ્યો:

'ચા તૈયાર નથી!'

ઝંડૂરે આશ્ચર્યમાં—ગ્લાનિમાં તેની સામે જોયું: 'હેં!'

'ચા નથી,' ટૂંકો જવાબ મળ્યો.

'થોડુંક પાણી?'

'રસ્તાપર નળ હશે. આ ધર્મશાળા નથી."

'હું–' ઝંડૂર અચકાતાં અચકાતાં બોલ્યો.

'હા, તમે સાહુકાર છો. અમારે ધંધાદારીને મન પૈસા આપનાર દરેક માણસ સાહુકાર છે. તમે પણ સાહુકાર છો અને મને ખબર છે કે હમણાં જ લાંબી મુસાફરીમાંથી ઘેર આવો છો!' હોટેલવાળાએ ઝંડૂરને આશ્ચર્યમાં ડુબાડવાનો યત્ન કર્યો.

ઝંડૂરે શરમમાં નીચે માથું ઢાળ્યું. ને ક્રોધમાં ડાંગ સમારી તે ધીમેથી બોલ્યો: 'ત્યારે હજી હું પોલીસના સપાટામાં છું!' માલેક બબડતો ચાલ્યો ગયો, ઝંડૂરે લાંબી નજરે અંદર જોયું. એક જુવાન ખુરશી પર બેસી એની

સામે જોઇ હસતો હતો. ઝંડૂરે કાંઇક યાદ કર્યું: ડાંગ સમારી: અને રવાના થયો. તે મનમાં બોલ્યો: 'એ જ જુવાન ! રસ્તામાં પુલ પર મળ્યો હતો તે. તે આંહીનો ઇન્સ્પેક્ટર લાગે છે !'

ઝંડૂર માનવજાતને શયતાન સમજી ત્યાંથી અળગો થયો. બીજી એકબે જગાએ ભમ્યો. પણ સૌએ તેને આશરો આપવાની ના પાડી. એની જીવનકથા ગામમાં ચર્ચાઈ ગઈ હતી. ને આવા ચોરી તથા ખૂનના અભ્યાસીને કોઈ સત્કાર કરવા ખુશી ન હતું. તે થાકેલો, ભૂખ્યો ને તરસ્યો વસ્તીથી દૂર એકાંતપ્રદેશમાં આવ્યો. એનામાં હવે બોલવાની તાકાત પણ ન હતી.

ઝંડૂર શું કરવું એ વિચારમાં હતો. તે ઊભો હતો ત્યાંથી થોડે દૂર બેચાર ઝૂંપડાં હોય તેમ લાગતું હતું. ઠંડી પડતી હતી, ને તાપણું કરી કોઇક બેઠું હોય તેવો આભાસ થતો હતો. ઝંડૂર તે તરફ ગયો. એક ડોશી તાપણું કરી તાપતી હતી. ઝંડૂરે છેલ્લો પાસો નાંખ્યો.

'બાઈ! ત્રણ દિવસનો થાકેલો, ભૂખ્યોતરસ્યો પરદેશી મુસાફર છું ! થોડુંક ખાવાનું ને પાણી મળશે ?'

'ગામમાં વીશી છે ત્યાં કેમ ન ગયા ?"

'વીશીવાળા કોઈએ ઊતરવા દીધો નથી,' ઝંડૂરે જવાબ વાળ્યો: 'કોઈ જગ્યાએ રાત નીકળે તેવું છે ? ઠંડી બહુ છે ને હું થાકેલો છું !'

'સામે બાવાજીનું મંદિર દેખાય ત્યાં જા. તને ત્યાં ચોક્કસ આશરો મળશે.'

ઝંડૂર કાંઈ બોલ્યા વિના ચાલતો થયો. મધ્યરાત્રિ થઈ હતી. નદી પરથી આવતો ઠંડો પવન શરીરને ધ્રુજાવી રહ્યો હતો. ઝંડૂર એકાંત પ્રદેશમાં એકલો આગળ વધ્યો. તે મંદિરની પાસે આવી પહોંચ્યો, ને ત્યાં તેણે જે જોયું તેથી ઘડીભર સ્તબ્ધ બની, મંદિરના બહારના દ્વારમાં જ ઊભો રહ્યો. અંદરના ભાગમાં એક વૃદ્ધ પણ સમર્થ બાવો મૃગચર્મ પર બેઠો હતોઃ એની બે પાસ પિત્તળની બે મોટી દીતીમાં દીવા બળતા હતા. આસપાસ અગરબત્તીનો સુગંધી પવન છૂટી રહ્યો હતો. ને એક નાના દસ–બાર વર્ષના છોકરા સિવાય મંદિરમાં બીજું કોઈ હતું નહિ. એકાએક ઘંટારવ થવા લાગ્યા. પેલો છોકરો આરતી ઉતારવા લાગ્યો. બાવાજી કાંઈક બોલવા લાગ્યા, ને આવું ધાર્મિક વાતાવરણ આશરે અરધો કલાક ચાલ્યું. ઝંડૂરે ધીમેથી અંદર પ્રવેશ કર્યોઃ સામે જ બાવાજી બેઠા હતો. તેણે ઝડપથી એની સામે જોયું;

વિહ્વળ થયા વિના શાંતિથી પૂછ્યુંઃ

‘ભાઇ! કેમ?’

‘મુસાફર છું!’

‘આવો બેસો’—સ્વામીએ શાંતિથી એક આસન દેખાડ્યું. ઝંડૂર હતો ત્યાંથી ડગ્યો નહિ. એને આજ પહેલવહેલું એટલું બધું માન મળ્યું હતું કે તેનામાં બોલવાની કે ચાલવાની તાકાત ન હતી.

‘હું ભૂખ્યો છુંઃ થાકેલો છુંઃ રાત ગાળવી છે!’ એણે છેવટે કહ્યું.

‘આનંદ!’ સ્વામીએ બૂમ પાડી. પેલો છોકરો દોડતો હાજર થયો.

'દૂધ ભાખરી આ ભાઈને આપ !'

ઝંડૂર અતિ આભારથી ગળગળો થઈ ગયો. પણ તે હિમ્મત કરી બોલ્યોઃ

'સ્વામીમા'રાજ ! હું ચોર છું. કેદમાં ચૌદ વર્ષ રહી આવ્યો છું, ને કાલે જ છૂટ્યો છું. મારા પર ખૂનનો આરોપ પણ હતો !'

સ્વામીએ ઝંડૂર સામે જોયું, એની દૃષ્ટિમાં એકલી માયા ને દયા ઊભરાતાં હતાં. તેણે ધીમેથી કહ્યુંઃ 'ફિકર નહિ. મને ખબર છે! ઝંડૂર આશ્ચર્યચકિત થઈ જોઈ રહ્યો. એ માની શકે, માપી શકે, કે કલ્પના કરી શકે તેના કરતાં વધારે ઉદારતા મનુષ્યમાં જોઈ એનું હૃદય પાણી પાણી થઈ જતું હતું. તેણે મનમાં વિચાર્યુંઃ 'આંહીં પણ પોલીસ ઇન્સપેક્ટર પહોંચી ગયેલ છે! શયતાન !'

આનંદ દૂધનું વાસણ ને ભાખરી લાવ્યો ને ઝંડૂર પાસે ધર્યાં. ઝંડૂરે શંકામાં સ્વામી સામે જોયું. સ્વામીએ એટલી જ મમતાથી કહ્યુંઃ 'ભાઈ! ખાઈપીને શાંત થા, એટલામાં આનંદ બિછાનું કરે છે!'

'બિછાનું!' ઝંડૂરથી આશ્ચર્યમાં શબ્દ નીકળી પડ્યો. આજે ચૌદ વર્ષે તે મનુષ્યની હાજરીમાં નિરાંતે ખાતો હતો: ને બિછાનાનું નામ આજે જ તેણે સાંભળ્યું હતું.

તેટલી વારમાં આનંદે બિછાનું જમાવ્યું. પાસેના ખંડમાં આનંદની અને ઝંડૂરની પથારીઓ થઈ. ને મંદિરમાં સ્વામી પોતે સૂતા. ઝંડૂર અતિશય ઉલ્લાસમાં પોતાની પથારી પર પડ્યો. ને થોડીવારમાં સઘળું નિઃશબ્દ થઈ ગયું.

રાતમાં આનંદ એકાએક જાગી ઊઠયો. તેણે નજર કરી તો ઝંડૂર પથારીમાં ન હતો. તે ગભરાટમાં ઊઠયો ને સ્વામીને જગાડયા :

'ગુરુદેવ! મુસાફર નથી.'

'મને ખબર છે!' સ્વામીએ શાંતિથી જવાબ વાળ્યો.

'પાછલું બારણું ઉઘાડું લાગે છે!'

'તે પાછલે બારણેથી ગયો લાગે છે. તું દ્વાર વાસી આવ.'

આનંદ જરાક ખિન્નયા સરખો થઈ, દીવો લઈ, દ્વાર વાસવા ગયો. તે જ વખતે આગળના બારણા પર ટકોરો થયો.

'સ્વામીજી!'

'કેમ?'

'પોલીસ ઇન્સપેક્ટર સાહેબ આવ્યા છે!'

આનંદે બારણું ખોલ્યું. દીવાના પ્રકાશમાં બેત્રણ જણાનાં હથિયાર પ્રકાશી રહ્યાં. ઝંડૂર પાછળ ઊભો હતો.

'સ્વામી! આ માણસે તમારા ઘરમાં ચોરી કરી છે? ઇન્સપેક્ટરે પૃછયું. 'એની પાસે રૂપાનાં પૂજાનાં વાસણ છે. કહે છે કે મને . . .'

'સ્વામીએ આપ્યાં;' સ્વામીએ વચ્ચે જ કહ્યું : 'અને તે સાચું છે!'

'ત્યારે એણે ચોરી કરી નથી?' ઇન્સપેક્ટરે શિકાર હાથમાંથી જતો જોઈ ઘૂરકતાં કહ્યું.

'નહિ!' સ્વામીએ શાંતિથી કહ્યું.

'ચોક્કસ?'

'હું ના પાડું છું એથી વધારે ચોક્કસ શું?' ઝંડૂરની

આંખમાં ઝળઝળિયાં ભરાયાં હતાં. એનો મૂળ સ્વભાવ એને છોડીને જતો હતો. તે એકલો સૂતો ત્યારે જૂના સંસ્કારોને લીધે, રાતમાં જાગ્રત થતાં જ, આનંદે રાતે પૂજાનાં વાસણો મૂક્યાં હતાં તે તરફ તેની નજર ગઇ ને ધોળી વસ્તુનો મોહ છોડે તે પહેલાં સ્વાભાવિક રીતે વાસણો એના ખિસ્સામાં આવી પડયાં. વાસણો સહિત એ નાસી છૂટયો. ને થોડેક દૂર ન ગયો ત્યાં હથિયારબંધ ત્રણ માણસોએ એને ઘેરી લીધો. એમાં એક પેલો જુવાન ઇન્સપેકટર હતો.

સ્વામીએ એને બચાવ્યો. પોલીસ ચાલ્યા ગયા. ઝંડૂરે જવા માટે પગ ઉપાડયો. એના ખભા પર સ્વામીનો માયાળુ હાથ પડયો: 'ભાઈ! જાય છે? આવજે હો. જ્યારે સૌ તિરસ્કારે ત્યારે આંહીંનાં બાર ખુલ્લાં છે!'

ઝંડૂર બોલ્યા વિના ચાલ્યો ગયો. એનામાં બોલવાની શકિત ન હતી. આખું હૃદય ઉપકારની લાગણીથી ભર્યું હતું. તે ચાલતો થયો. સ્વામીના છેલ્લા શબ્દો સંભળાયા: 'પ્રમાણિક થાજે હો.' પણ ઝંડૂર તો ઝપાટાબંધ આગળ વધતો હતો.

*

પંદરવીસ દિવસ પછી રંગપુરમાં એ જ સમયે ઝંડૂર રંગમતીનો પુલ ઓળંગી મંદિર તરફ જતો હતો. આજે એના જીવનની કથા જુદી જ રીતે ઘડાયેલી હતી. તે ધીમે ધીમે આગળ વધી ગયો. તે લોકની દરકાર કર્યા વિના મંદિરને દ્વાર જઇ ઊભો. ઝંડૂરે પોતાના ઘર સુધી મુસાફરી કરી હતી, અને એનું એક જ છેલ્લું આકર્ષણ એની મા—એ કેદમાં હતો ત્યારે જ ગુજરી ગઈ. હવે એનું કોઈ હતું નહિ. અને સ્વામીની

માયા તથા દયા એના હૃદયમાં સોંસરી પેસી ગઈ હતી. તે સ્વામી પાસેજ આવતો હતો. દ્વાર તે દિવસની પેઠે જ ખુલ્લાં હતાં. ઝંડૂરે અંદર પ્રવેશ કર્યો. ને તે આશ્ચર્યચકિત નયને સ્તબ્ધ ઊભો.

મંદિરના મધ્યમાં સ્વામી પથારીવશ પડ્યા હતા. ને આનંદ પાસે બેઠો બેઠો રડતો હતો. ઝંડૂર સ્વામીના પગ આગળ નમી પડ્યો: 'ગુરુદેવ!'

સ્વામીએ જરાક આંખ ખોલી સ્મિત કર્યું: આનંદ સામે જોયું. ઝંડૂર સમજી ગયો, એના મર્મભાગ ભેદાઈ રહ્યા હતા. તે મોટેથી બોલ્યો: 'ગુરુદેવ! હવે તમારી જગ્યાએ આનંદ સ્વામી અને હું એનો સેવક.'

સ્વામીના મોં પર આછો ઉજાસ પ્રસરતો હતો. તેણે એક વખત દૃષ્ટિ ખોલી! સૌ સાથે છેલ્લું હાસ્ય કરી લીધું.

બારના ટકોરા થયા.

સ્વામીએ આનંદ સામે જોયું. આનંદે શોકભર્યે ચહેરે પૂજા શરૂ કરી. સ્વામીમાં બળ આવ્યું લાગ્યું. તે બેઠા થયા—ને આનંદની આરતી સાથે ગાવા લાગ્યા. ઝંડૂર એમાં સ્વર પુરાવતો હતો. અચાનક સ્વામી બેસી ગયા ને શંકરમૂર્તિ સામે એક દૃષ્ટિ કરી, ને ઝંડૂર કાંઈ પૂછે તે પહેલાં એનો અચેતન હાથ ઝંડૂરના માથા પર આશીર્વાદ આપતો પડ્યો. એ છેલ્લો પડ્યો.

ઝંડૂર—ખૂની ઝંડૂર—અને ચોર, કેદખાનામાંથી માનવજાતનો શત્રુ થઈ બહાર આવ્યો હતો, તે માનવજાતનો સેવક બની રહ્યો. પરિવર્તનના છેલ્લા પગથાર પર એ ચડી ચૂક્યો હતો.

૧૯૨૨

# એક સાદી વાત

પોરબંદરમાં દરિયાકિનારે ફરવાનો મને ભારે શોખ હતો. જવાબદારી વિનાનાં કેટલાંક પર્યટન જીવનમાં કવિતા જેવાં બની વર્ષોનાં વર્ષો છાનાં રહે છે: ને પછી એની મીઠી યાદ ને મધુર દુઃખ આનંદમય ગ્લાનિ ને સુખમય વિલાપ આપે છે! આજે હવે એ વાતનું દૂર દૂર પણ સ્પષ્ટ દર્શન થાય છે. ઉનાળાના દિવસો હતા, ને બપોરની રજા મીઠી મધ જેવી લાગતી હતી. જે દરિયાના નીલા તરંગો મારા વર્ગનાં બધાં લેસનો વચ્ચે પણ હું નિરાંતે જોયા કરતો, ને એક કલાકની છૂટીમાં પણ ઘણી વખત પેલા શુભ્ર ફીણના ગોળા ને તેના ઉપર કોતરેલા સાત રંગો જોવા હું પહોંચી જતો, તે દરિયો આવી રજાઓમાં તો મારો દોસ્ત બની રહેતો. બસ, સવારથી સાંજ સુધી દરિયાકિનારે ફર્યા કરવું, એ એક જાતનો તરંગ હતો! ને ત્યારે તરંગ એ જ જીવન હતું!

એક દિવસ આ પ્રમાણે હું ફરતો હતો: છેટેથી રાજ-મહેલના પથ્થરો ને દીવાલો વચ્ચેથી ઝાડ ડોકિયાં કરતાં હતાં: ને આઘે આઘે ખડકોની પરંપરા દેખાતી હતી. હું

ઘણે દૂર નીકળી ગયો; ને પાછા વળવાની તૈયારી કરતો હતો તેટલામાં એક માણસને આવતો જોયો.

તે છેક પાસે આવ્યો. મેં સહજ તેની સામે જોયું. તેણે પોતાના માથા પર ઝીણાં લાકડાંનો મોટો ભારો ઉપાડ્યો હતો. તેમાંથી અનેક ચીથરાં લટકતાં હતાં, અને ચીંથરાં કરતાં જેમાં વધારે થીગડાં હતાં, તેવો એક જૂનો કોટ તેણે પહેર્યો હતો: તેના માથા પર એક આછું મેલું કપડું વીંટાળેલું હતું. તે ધીમે પગલે ચાલતો હતો: અને તેના દરેક પગલામાં અત્યંત થાકની સ્પષ્ટ નિશાની હતી.

ક્યારેક ગરીબ સાથે વાત કરવી, એ ઈશ્વરી સંદેશો સાંભળવા જેવું છે.

હું ચાલતો થોભ્યો. તેણે પણ માથા પરથી જરા ભારો ઊંચો કરી, જમાનને અટકાવીને ઊભો રાખ્યો. ને પછી ધીમેથી નીચે મૂકી તે તેની પાસે બેસી ગયો. ઉપરથી સૂર્યનાં કિરણ તપતાં હતાં: ને દરિયા પરથી ઠંડા પવનની લહેર આવતી હતી. ઘણે દૂર સુધી દરિયાનાં ભૂરાં કાળાં પાણી અનંતતાની જેમ ચાલ્યાં જતાં હતાં. મેં પેલા ડોસા સામે જોયું: અને તે પણ મને પાસે ઊભેલો જોઈ જરાક મીઠું હસ્યો:

'કેવા છો?' મેં પૂછ્યું.

'સાહેબ! ખારવા.'

'આમ ક્યાંથી આવો છો?'

'જી! દૂર દૂર દરિયાકિનારે રેતીના પટમાં ખજૂરીઓ ઊગે છે તેમાંથી, અને ક્યારેક દરિયાકિનારે પ્રવાહથી લાકડાં તણાઈ આવે છે તેવા લાકડામાંથી એકાદ ભારી કરવા ગયો હતો.'

'વેચવા માટે હશે?'

'હા, સાહેબ!'

'શું આવશે?'

'જેવું આપણું નશીબ. પાંચ આના આવે: છ આના આવે, વખતે અરધો રૂપિયો પણ મળી જાય!'

હું રવાના થતો હતો, તેટલામાં એના મોં પરના એક આકર્ષણથી થોભ્યો. એના આધેડ વયના સાધારણ કાળા મોં ઉપર ઘણી વખત ભલભલા ગૃહસ્થોનાં મોં પર પણ મળી આવતી નથી, તેવી સ્વાર્પણની રોશની હતી. તે ગરીબ હતો, પણ તેનામાં ગરીબીની નિરાશા કરતાં સંતોષ વધારે હતો. તેના દરેક અંગમાં ગરીબીની બેદરકારી હતી; જાણે તેનાથી એ ચગદાયો જ ન હોય. અને આ સંતોષ ક્યાંથી હશે?

'છોકરાં ઘેર રાહ જોતાં હશે કે?' મેં પૂછ્યું. તેના મોં પરથી જરાક નિરાશાની છાયા ફટકી ગઈ: પણ બીજી પળે જ તે મોટું હસ્યો. બસ, એ માણસમાં મીઠા હાસ્યની જ ખૂબી હતી.

'જી! હું પરણ્યો પણ નથી!'

'કેમ તમારામાં પણ દેશ ભરવો પડે છે કે કન્યાનાં અછત છે?'

'એમ તો નહિ, પણ મારે વૃદ્ધ બાપ છે: ડોસો છે. હશે એંશી–બિયાંશી વરસના!'

'હં! એ તો સારું. તમને પણ કામમાં મદદ થાય. ને તમારી સ્ત્રી ( મારા મોમાં 'વાઈફ' આવી ગયું હતું ) રોટલાપાણી કરે!'

તેણે જરાક નીચે જોયું. પછી એક ખોંખારો ખાધો ને બોલ્યો :

'આજે હવે એંશી વર્ષના માણસ સાથે નવા માણસનો મેળ ખાય ખરો કે? અને હું એમાંથી કોને સાચવું? ડોસાને છોડું તો ઇશ્વર દુખાય નહિ કે?'

મારા મનમાંથી એક વિચાર વીજળી જેમ પસાર થઈ ગયો : આજની કેળવણીમાં ઇશ્વરને દુભાવાની ચિંતા ક્યાં? અને . . . . .

પણ હજી એ વિચાર પૂરો ન થાય તે પહેલાં કારમા રુદનની ચીસથી, દરિયાના એક જ અવાજથી પછડાતા પાણીમાં ભાત પડી ગઈ. હું ભડક્યો ને પાછો હઠ્યો.

'બીશો નહિ. એ તો જુઓ પેલો માણસ છે . . .' મેં તેણે બતાવ્યું તે દિશામાં જોયું. દૂર એક ખડક પર અર્ધનગ્નાવસ્થામાં એક માણસ બેઠો હતો. તેની દૃષ્ટિ દરિયાપર જ હતી. ને તે વારંવાર ઊભા થઇ હાથ ઊંચા કરી કોઈકને બોલાવતો હતો. આવી ચીસો પણ બોલાવાતાં બોલાવતાં જ પાડતો લાગ્યો.

'કોણ છે?'

'કેમ વળી ઓળખતા નથી કે શું?'

'આ બધા ખડકો પર એ રાજા છે. એનું નામ માધુ.'

'માધુ!'

'હા, ગાંડો છે. એની વાત લાંબી છે, ને મારે ડોસો રાહ જોતા હશે. પણ—'

એક બીજી ભયંકર રુદનની ચીસથી આખું મેદાન થંભી

જતું લાગ્યું. એની ચીસમાં પણ અકથ્ય બળ અને અતિશય વેદના ભર્યાં હતાં.

'એનું નામ માધુ. અમારો ખારવો જ છે ને માણસ પણ બહુ અચ્છો હતો. એનો એક છોકરો હતો. એ માણુસને છોકરા પર એવી પ્રીતિ હતી કે ન પૂછો વાત. ખાવા-પીવામાં કોઈ જાતની મણા રાખે નહિ. છોકરો મોટો થયો, પણ સંગતે ચડી ગયો. અમારા હલકા લોકમાં દારૂએ તો દાટ વાળ્યો છે. છોકરો એ રવાડે ચડી ગયો. એનો બાપ બહુ ભલો હતો. પોતે આખી જિંદગીમાં દારૂને પડખે ચડેલ નહિ. ને અમારામાં પણ પાંચ માણુસમાં પુછાય તેવું ઠેકાણું મનાય. પણ છોકરો માને નહિ. એક વખતે અરધી રાતે છોકરાએ પોતાની માની ડોકમાંથી ઘરેણું કાઢી વેચી ખાધું. બીજે દિવસે, એની માને તો ખબર પડી ગઈ હતી, છતાં જ્યારે માધુએ પૂછ્યું ત્યારે છોકરા પરના હેતને લીધે કીધું કે મને ખબર નથી. પણ હવે માધુનું માથું ફરી ગયું હતું. એણે છોકરાને પોતાની સામે ઊભો રાખ્યો. છોકરો પણ જુવાન, કાળો કનૈયા જેવો, જોતાં દુશ્મનની છાતી ફાટી જાય તેવો. આ ભાઈએ એને પૂછ્યું કે બોલ ઘરેણું ક્યાં નાંખ્યું? છોકરે પણ ઉડાઉ જવાબ વાળ્યો, અને તે જ વખતે એક છનનન કરતી ગોળીથી છોકરો વીંધાઈને હેઠો પડી ગયો.'

'હેં?'

'હા, માધુને ખાર ગઈ હતી. એટલે એણે પોતાની વહુને કીધું કે આવા છોકરા કરતાં નિર્વંશ સારા.

છોકરાની મા એકદમ દોડી, પણ તે પહેલાં તો છોકરાનું શબ નીચે પડ્યું હતું. પછી માધુ ગાંડાની માફક દોડ્યો—છોકરાને ખભા પર નાખી. જુઓ . . .'

ફરી એવો તો આર્ત્ત વેદનાનો સ્વર આવ્યો કે માણસ કરતાં એકલો અપાર્થિવ આત્મા જ એવું બોલી શકે.

'અને જુઓ, એ જ ખડક પરથી એને દરિયામાં ફેંકી દીધો. માધુની વહુ પણ પાછળ જ હતી. આ બધું બહુ થોડા વખતમાં બન્યું હશે.'

'છોકરાને જતો જોઈ કાંઈ માનું હૈયું હાથ રહે? માધુની વહુએ પણ ત્યાંથી દરિયામાં પડતું મૂક્યું. આ બનાવથી આખું ગામ ખળભળી ઊઠ્યું. પણ જ્યાં પોલીસ આવીને જુએ છે, ત્યાં અર્ધનગ્નાવસ્થામાં માધુ બસ, આવી જ ચીસ પાડતો ઊભો છે! પેલા છોકરાને હજી દરિયામાં જાણે મોજાં પર ચડીને આવતો હોય તેમ એ જુએ છે. ને ત્યારે બેઠો થઈ ચીસ પાડે છે. જુઓ—જુઓ—'

ખડક તરફ મેં જોયું. ત્યાં માધુ બૂમાબૂમ પાડતો હતો. તાળીઓના ગડગડાટ વચ્ચે એનું શન્ય ભયંકર હાસ્ય અરે! કોઈ પણ જાતની લાગણી વિનાનું—મનુષ્યત્વ વિનાનું સાંભળ્યું.

'ઓરે! ઓરે! આવ! મારા દીકરા! આવ! . . .'
અને એની દૃષ્ટિ દરિયાના દરેક મોજા ઉપર ચોંટી રહી હતી. એક એક મોજામાં એના છોકરાની અનેક મૂર્તિઓ રમતી હતી.

'આજે બાર વર્ષ થયાં. બસ, માધુ દિવસ ઊગતાં આંહીં આવી પહોંચે છે. ક્યારેક તો રાત પણ પડી રહે છે, ને એક જ જાતનું આ ચેન કર્યાં કરે છે.'

'ખાય છે ખરો?'

'હમણાં બાર વાગે એના દીકરાની દીકરી ભાત લઈને આવશે. બસ એના એકના હાથનું ખાય છે. ક્યારેક એની સાથે હસે છે.'

'અને બીજું ખવરાવવા આવે તો?'

'તો કાંઈ બોલે નહિ. બસ. પાછો ધીગે પગલે ખડક પર ચાલ્યો જાય. ખાધાપીધા વિના, ને મોટેથી એની એ માળા જપે: આવ!—આવ! ઓરે આવ!—'

'છોકરી માંદી પડતી હશે?'

'હા. એક વખત પડી હતી. બસ, માલુને ચાર અપવાસ થયા, ને પાંચમે દિવસે છોકરી આવી ત્યારે ખાધું. ખાધું ને રોયો?'

'હેં? રોયો?'

'હા. ક્યારેક છોકરી પાસે રડે છે. પણ ત્યારે આપણને પણ રોવું આવી જાય એવું દુઃખભર્યું.'

એણે પોતાનો ભારો ઊચક્યો, ને ધીમે ધીમે મેં ચડાવ્યો.

'ત્યારે તમે પરણવાના નથી કાં?' મેં છેલ્લો સવાલ પૂછ્યો.

'ડોસાને દુઃખ થાય માટે નહિ. ડોસાને સાચવે એવું ઘર મળે નહિ માટે હું ને ડોસો—બસ બાપદીકરો મજા કરીએ છીએ. શું દુઃખ છે?'

અને સાચે જ એની ગરીબીમાં બેદરકારી હતી.

હવે હું પણ આગળ જવાની હિમ્મત કરી શક્યો

નહિ. તરત જ પાછો વળ્યો. માધુના અવાજથી, દૂર દૂર સુધી દરિયાનો કિનારો ધ્રૂજતો હતો.

થોડેક દૂર ગયો ત્યારે એક નાની—પણ હિંદુસ્તાનની છોકરીમાં હોય છે તેમ નાનપણથી ડાહ્યા વિવેકભરેલી—છોકરી મળી. તેનું કુમળું મોં તાપથી કરમાયેલું હતું. પણ તેનામાં એ દુઃખનું ભાન ન હતું. પોતાની ઠાવકી ચાલથી તે માથે ભાત લઈને જતી હતી.

'ક્યાં જાય છે, છોકરી?'

'કાં તારે શું કામ છે? મારા દાદાને ભાત દેવા.'

'તારો દાદો ગાંડો છે?'

'હા તે વળી, એ તો મારા ભાઈની વાંસે ગાંડા થયા છે ના? દાદા કહે છે, કે તે મારા ભાઈ સાથે હમેશાં વાતો કરે છે!'

'તારા ભાઈએ તારે માટે કોઈ દિવસ કાંઈ મોકલાવ્યું ખરું?' છોકરી હસી: 'હા, તે વળી મોકલાવે. પણ એમ કાંઈ ભગવાનની રજા વિના મોકલાવાય?'

બસ. પછી એ ધીમેથી ચાલી ગઈ. અને હું પણ ચોપડીનાં પાનામાંથી વર્ડ્ઝવર્થ કે શેલી ગોખવા ચાલ્યો ગયો.

આજે એ દૃશ્ય યાદ આવે છે: અને પેલો માણસ—

'રે! અત્યારે પગ ડગુમગુ ચાલતા એ હશે શું?
કે કૈલાસે પ્રભુપદ કને શાંતિમાં મહાલતા શું?'

૧૯૨૨

# બલિદાન

સિકંદરા કિલ્લાની પાસે નાના મોટા ડુંગરાઓની અનેક હારો છે, અને તે દરેક ડુંગરા પર એક છત્રી બાંધેલી છે. દૂર—દૂરના ડુંગરાઓ પર, ને પાસેના લીલા હરિયાળા બેટ જેવા મેદાન પર, પોતાની ચકોર દૃષ્ટિ ફેરવતો એક એક ચોકીદાર છત્રીમાં ઊભો રહે છે. વાતાવરણમાં ચારે તરફ રણમેદાનના હાકલપડકારા ભર્યાં છે: જાણે અબઘડી ધસીને ખાઈ જશે એવા ભયંકર ખડકો ઊભાં ને ઊભાં, ઊંચાં ઊંચાં ચારે તરફ ટિંગાઈ રહ્યાં છે. અનેક રીતે ભવ્ય, ભયંકર, ને આકર્ષક ડુંગરાઓની પરંપરામાં, દોઢસો વર્ષ પહેલાંનો સૂર્ય, પોતાનાં આથમતાં કિરણો ફેંકીને છાને પગલે પશ્ચિમમાં ચાલ્યો જતો હતો: સંધ્યા અને રાત્રિનો—અર્ધ શંકાભર્યો સમય હતો. તે વખતે, સિકંદરા કિલ્લાની પાસે, એક ડુંગરા ઉપર એક જુવાન, ઠોકર ખાઈ નીચે ન ગબડી પડે એની સંભાળ રાખતો, ચાલ્યો જતો હતો. તેની વિચક્ષણ આંખો, વારંવાર, ચારે તરફ નજર ફેરવી લેતી હતી. ને પછી પાછો ધીમેથી તે આગળ વધતો હતો.

તે જ્યારે ડુંગરાને છેક મથાળે પહોંચ્યો, ત્યારે એક ડુંગરા પરથી સાદ આવ્યોઃ 'કોણ જાય છે? . . .' અને પછી બીજા, ત્રીજા, ચોથા, એમ દરેક ડુંગરાની છત્રીઓ પરથી સાદ આવવા લાગ્યાઃ 'કોણ છે? કોણ જાય છે?'

પેલો જુવાન એકદમ એક ખડકની બોખમાં બેસી ગયોઃ તેની આસપાસ થોડાક છોડવાઓ ઢાંકણ પેઠે ઊભા હતાઃ ને બોખની ઉપર, મોટો પથ્થર તોળાઈ રહ્યો હતો. તેણે જરાક ત્રાંસી આંખે જોયું તો કિલ્લાની નીચેના ભાગનું એક નાનું દ્વાર તો તેની પાસે જ—બસ, થોડે દૂર સામે જ આવી રહ્યું હતું. પણ એ દસ–બાર હાથ છેટું કાપતાં તો, તેના પર મૃત્યુની તલવાર લટકતી હતી! તે ગુપચુપ જરાક નજર બહાર રાખીને, ચોકીદારોની હિલચાલ તપાસતો બેસી રહ્યો. પહેલા ચોકીદારે જે સાદ ઉઠાવેલો, તે હજી વારંવાર બોલ્યા કરતો હતોઃ અને તેના પડઘા ડુંગરામાંથી પાછા ફરતા હતા. પણ પેલા જુવાને જોયું કે ચોકીદારો પાછા ધીમે ધીમે શાંત થઈ ગયા છે; તે પોતાની બખોલમાંથી ધીમે ધીમે ઊઠ્યોઃ ને કોઈ કળી ન શકે, માટે પ્રાણીની માફક ચાર પગલે ચાલવા લાગ્યો. છેક કિલ્લા પાસે આવતાં, તે લાંબો થઈ સૂઈ ગયો ને સાપની પેઠે ઘસડાતો ઘસડાતો આગળ વધ્યો.

મીઠી રૂપેરી ઘંટડીઓ સંભળાય તેમ, કિલ્લાના નાના દ્વારમાંથી, એક છાનું હાસ્ય સંભળાયુંઃ દ્વાર તરત જ ખૂલી ગયું. ને એક સ્ત્રીનો ખુશનુમા ચહેરો, તેની સામે પ્રસન્નતાથી હસી રહ્યોઃ

'માલદેવ! તમે તો યોદ્ધા છો કે ચોર છો?'

ચારે તરફ સંપૂર્ણ અંધકાર જામી ગયો હતો: ને દરેક ચોકીમાંથી પ્રકાશ પડી રહ્યો હતો. માલદેવ પાસે સર્યો. તેણે પોતાની બુકાની છોડી નાંખી: ને તેની પાસે ગઢના ઓથમાં ઊભો રહ્યો:

'પુરુષને સ્ત્રી માટે ચોર થાતાં કેમ આવડયું હશે? . . .' પેલી સ્ત્રીએ હસતાં હસતાં કહ્યું.

માલદેવે ધીમેથી તેના ગાલ પર એક વહાલભરી લપાટ મારી: 'તેં ક્યારેય મીઠા વાક્યથી મારો સત્કાર જ કર્યો નથી: આટલું તોફાન સ્ત્રીમાં કેમ સહજ જ આવે છે?'

'પુરુષને જેણે ચોર થતાં શિખવાડયું હશે, તેણે જ સ્ત્રીને આ તોફાન શિખવાડયું લાગે છે!'

કોઈકના પગરવ આવતા હોય તેવું જણાયું: અને એકદમ શાંત બની ગયાં. એક શિયાળ પાસેથી ચાલ્યું ગયું.

'કિલ્લો ટકશે? તમને શું લાગે છે?' પેલી સ્ત્રીએ પૂછ્યું.

'સંભવ નથી: વિજયપાળ આવી પહોંચે તે પહેલાં જ પડી જશે. આજે અફઘાન સૈન્યમાં બીજી ભરતી થતી જાય છે!'

'અને મરાઠા બહુ દૂર છે?

માલદેવે પોતાના માથા પર હાથ ફેરવ્યો: 'હું લડવૈયો છું: તને ખબર છે નાં? મારા સૈન્યની બધી બાતમી આપી દઉં તો પછી મારા જેવો વિશ્વાસ . . .'

'માલદેવ! પણ આપણી વચ્ચે આ ભેદભાવ શા

માટે? તારી આપેલી માહિતી, તારી સામે હું વાપરું ખરી? તને શું લાગે છે?'

'અને એ તારો વિશ્વાસ મેં કેટલા ધૈર્યથી જાળવ્યો છે? મુસલમાન સૈન્યમાં, મારા સિવાય, બીજા કોઈને આ ગુપ્ત દ્વારની ખબર હજી સુધી તો મેં પડવા દીધી નથી. અને બીજી ગમે તે રીતે કિલ્લો પડે, પણ તેં મૂકેલા વિશ્વાસનો ભંગ કરી, આ ગુપ્તદ્વારનો લાભ તો હરગીજ નહિ લઉં.'

માલદેવના હાથ પર, તેણે પોતાનો કુમળો હાથ મૂક્યોઃ

'માલદેવ તું હિંદુ છોઃ અમારી જાતની સાથે તું આવીને નહિ રહે? તું રજપૂત થઈને મુસલમાનને મદદ કરીશ?'

'પન્ના!'

તેના અવાજમાં ચોખ્ખું આશ્ચર્ય હતું.

પન્નાએ તેને પોતાની તરફ ખેંચ્યોઃ તેના સુંવાળા કેશ પર હાથ ફેરવ્યાઃ

'તું એમ ધારે છે કે હું તને આ માત્ર જીવન માટે કહું છું?... તને હું પ્રેમ—માત્ર પ્રેમની ખાતર જ કહું છું.'

'પ્રેમમાં વિશ્વાસભંગ હોય? વિશ્વાસઘાતી માણસ વળી સાચો પ્રેમી હોઈ શકે?... હું તારા પ્રેમની ખાતર પણ મુસલમાનોને દગો દઉં, પછી પ્રેમની કિમ્મત શી? સાચો પ્રેમી બધી રીતે સાચો હોય છેઃ તને ખબર છે કે પાંચ પેઢી થયાં, અમે મુસલમાનની સાથે સાચાઈથી...'

પન્નાએ પ્યારથી તેના ખભા પર હાથ મૂક્યો:

'માલદેવ! આપણું જીવન આમ છૂટું જ રહેશે?' માલદેવે પોતાના કેશ હલાવ્યાઃ ને માથું ઊંચું કર્યું:

'પ્રેમની ખાતર પણ વિશ્વાસઘાત ન કરવાનું મારું યોદ્ધા તરીકેનું વચન છેઃ પણ પ્રેમની ખાતર ન મરવાનું મેં કોઈને વચન આપ્યું નથી.'

'એટલે? . . .' પન્ના ધ્રૂજી.

'એટલે એ જ કે, આપણો પ્રેમ તો સનાતન જ છે,' એ જ ઘડીએ, એક છનનન કરતી ગોળી માલદેવના માથા પરથી પસાર થઈ ગઈ!

'દગો!' પન્નાએ એકદમ માલદેવને દ્વારની અંદર ખેંચ્યો.

'મૂકી દે . . . તું ગભરાય છે નકામી. કિલ્લાની અંદર તો જાસૂસનું કલંકભર્યું મૃત્યુ હોય! . .' અને તે એકદમ ઝપાટાબંધ લાંબો થઈને નીચે સૂઈ ગયો.

બે ઘડીની શાંતિ અને તરત જ બીજી ગોળી છનનન કરતી ચાલી ગઈઃ આ વખતે, પન્નાના પગ પાસેથી.

'પન્ના! મારી ખાતર અંદર જા!'

'અરે! પણ તમે . . .'

ત્રીજી અને ચોથી ગોળી ચાલી ગઈ:

'તું જાઃ તું જાઃ આ તો અમારા સૈન્યનો હલ્લો જણાય છે!'

'હેં!'

'હા!'

તોપનો એક મોટો અવાજ સંભળાયો: ઘડીભર ડુંગરાઓ પડઘાથી ગાજી રહ્યા.

'ત્યારે હવે?'

'હવે? સનાતન પ્રેમમંદિરમાં: ઈશ્વરને ચરણે.'

પન્ના કાંઈ વધારે પૂછે તે પહેલાં, કિલ્લામાં રણશીંગડું ફૂંકાયું: તે એકદમ દ્વાર બંધ કરીને સડેડાટ ચાલી ગઈ: માલદેવ, ખડક ખડકને ટેકાવતો નીચે વધ્યો. તોપોના અવાજ વધતા જતા હતા, અને મુસલમાન સૈન્યે બેત્રણ ચોકી કબજે કરી લાગતી હતી. એક ચોકી પર દીવો ઓલવાયો: 'અલ્લાહો અકબર'ની બૂમ પડી, ને તરત જ તેના પ્રતિધ્વનિ, ત્રણચાર જગ્યાએથી પાછા વળ્યા.

કિલ્લામાં ગરબડાટ વધતી હતી: રણશીંગડાં ફૂંકાતાં હતાં. મુસલમાન સૈન્ય સામે ગોળીનો માર શરૂ થયો હતો. માલદેવ ઝપાટાબંધ આગળ વધતો હતો.

તે પોતાના સૈન્યમાં પહોંચ્યો, ત્યારે ખબર પડી કે મરાઠા સૈન્ય લઈને સિંધિયા આગળ વધે છે એ સમાચાર આવતાં જ, મુસલમાન લશ્કરે આજ ને આજ હલ્લો કરી સિકંદરા કિલ્લા લેવાનો નિશ્ચય કર્યો હતો. મરાઠા સૈન્ય આવી પહોંચે, તો સિકંદરાનો જાટ સરદાર રંચ આપે તેમ હતો નહિ. જાટ સરદાર રણમલ્લ સિંધિયાનો મિત્ર હતો. એટલે મુસલમાનો સિંધિયા આવતા પહેલાં જ કિલ્લો લેવાના નિશ્ચયમાં હતા. મુસલમાનોના કુમ્બરાથી, સિકંદરા કિલ્લો ડગવા લાગ્યો; રાત્રિમાં મોટા અવાજો થવા લાગ્યા: ને મનુષ્યોની આ લડાઈ સાંભળતાં, અનેક શિયાળો દૂર દૂરથી પોતપોતાની કિલકારી મનુષ્યજાતને પઢાવવા લાગ્યાં!

માલદેવ પોતાના સાથીઓ સાથે મક્કમપણે આગળ વધતો હતો.

હડૂડાટ કરતી તોપોથી સિકંદરા કિલ્લાના પથ્થરો ખડકો પર ને ખડકો જમીન પર પટકાવા લાગ્યાં. આખી રાત તોપનો માર ચાલ્યા કર્યો. સવારે કિલ્લો તારાજ થશે એ જોઈ, જાટોએ દરવાજા ખોલી, તલવારથી ખેલ ખેલી લેવાની છેલ્લી બાજી ચલાવી. સૂર્યનાં કેસરી કિરણો ખડકો પર રંગાઈ ગયાં હતાં, ને બન્ને સૈન્યો જીવ પર આવી લડી રહ્યાં હતાં.

સંખ્યાબળને લીધે મુસલમાનો ફાવી ગયા. ને થોડી વારમાં જ જાટ સરદાર રણમલ, તેના પુત્રો—બિહારીમલ, ને જયમલ—તેની સ્ત્રી, અને તેની પુત્રી પન્ના બધાં કેદી થઈ પડ્યાં!

મુસલમાન સરદાર ઇનાયતખાન પોતાની હઠીલાઈ માટે ખાસ પ્રસિદ્ધ હતોઃ અને જ્યાં કિલ્લાનું રક્ષણ બહાદુરીથી થતું, ત્યાં વૈર ક્રોધથી લેવાતું. રણમલે ઇનાયતને હંફાવવામાં ખામી નહોતી રાખી, અને તેથી તે તેના પર ધુંધવાઈ રહ્યો હતો. રણમલના વડવાઓએ પણ ઘણી વખત, એ જ પ્રમાણે, હઠીલાઈથી કિલ્લાઓ જાળવ્યા હતાઃ એટલે ઇનાયતનું વૈર બમણા વેગમાં હતું. તેણે સરદારના કુટુંબનાં બધાંનો શિરચ્છેદ કરવાનો હુકમ કર્યો. ત્યારે માલદેવ તેની પાસે બેઠો હતો!

માલદેવે ઇનાયતને કાંઈક શાંતિમાં જોઈ ધીમેથી કહ્યુંઃ 'એક વિનંતિ કરવાની છે.'

માલદેવે ઇનાયતને ઘણાઘણા મુશ્કેલીભર્યા પ્રસંગો તરાવ્યા હતાઃ અને ઇનાયતને તેના પર વિશ્વાસ પણ હતો. અને તે વિશ્વાસુ યોદ્ધારૂપે જ મનાતો.

‘ શું છે ? બોલો. જોજો, કોઈની જિંદગી માટે પ્રાર્થના કરતા નહિ ! ’

‘ સરદારનું કુટુંબ બચવું જોઈએ ! ’

એ જ વખતે સરદાર રણમલની તરફથી આજીજી કરવા એક વૃદ્ધ ફકીરે પ્રવેશ કર્યો.

‘ કેમ ? ’

‘ જી ! જનાબ ! સરદાર રણમલને બચાવવા વિનંતિ છે ! . . . અથવા તો તેના કુટુંબમાંથી એક છોકરાને બચાવવા વિનંતિ છે. નિર્વંશ મરતાં તેનું હૃદય ચિરાઈ જાય છે ! ’

માલદેવ ઓળખ્યોઃ ફકીરના વેષમાં રણમલનો ગુરુ પોતે જ હતોઃ તેણે મનમાં પ્રાર્થના કરી કે, ‘ દગો ન હોય તો સારું ! ’

‘ એક છોકરાને બચાવવો ? ’

‘ જી, હા ! ’

ઇનાયતખાન ઘડીભર વિચારમાં પડ્યો : અચાનક તેના મોં પર કોઇ પ્રખ્યાત વિજ્ઞાનીને નવી કૂંચી જડે ને જે આનંદ થાય તેવો આનંદ ફેલાઈ રહ્યો.

‘ હા ! હા ! હા ! . . . ’ તે હસ્યો. પણ તેનું હાસ્ય અસ્થાને હતું. ‘ સમજ્યો : એનો ડંખ . . . એને વંશપરંપરા વૈર જાળવવું છે ! . . . પણ, ઊભા રહો, હું કાંઇક એવું કરું કે . . . ’ તે વિચારમાં પડી ગયો.

'એક સરતે એક છોકરો બચે!'

માલદેવ ફિક્કો પડી ગયો.

'શી?' ફકીરે આતુરતાથી પૂછ્યું.

'એ કે, જે છોકરો બીજાં બધાંને મારે તેને બચાવું!'

'હેં! . . .' માલદેવના ચહેરા પર મૃત્યુના જેવી ભયંકર ગ્લાનિ છવાઈ ગઈ.

'જી! હજૂર! બીજો કોઇ માર્ગ જ નથી?'

'નહિ—' ઇનાયતે મક્કમ જવાબ વાળ્યો.

ફકીર ધ્રૂજ્યો: 'જી હજૂર! બીજો કોઈ રસ્તો નથી જ? વધારે દયાનો?'

'નહિ!—ઇનાયતે જવાબ વાળ્યો: 'એક વાર નહિ! —અને સો વાર નહિ!'

ફકીર મંદ પગલે પાછો ચાલ્યો ગયો. માલદેવ પણ તેની પાછળ જ ઊડી ગયો. ઇનાયતના ઠરાવથી તેને બહુ માઠું લાગ્યું હતું.

થોડી વારમાં જ ફકીર પાછો આવ્યો:

'જી! હજૂર આપનો હુકમ સરદાર શિર પર ચઢાવે છે!' નાજરને હુકમ થયો કે, આજે સાંજે રણમલ, જયમલ, રણમલની સ્ત્રી, ને તેની પુત્રી પન્નાનો શિરચ્છેદ કરવો: અને બિહારીમલને બચાવવો, એવી શરતે કે, તેણે પોતાના બધા કુટુંબનો શિરચ્છેદ કરવો.

ફકીર લથડતે પગલે પાછો ગયો: તેણે પોતાનાથી થોડે દૂર માલદેવને જતો જોયો.

સાંજ પડીઃ ને સંધ્યા જગત પર વીંટાતી હતી. તે વખતે, સિકંદરા કિલ્લાની બહાર, રણમલ, તેની સ્ત્રી, બિહારીમલ, જયમલ, ને પન્ના અવનત મોંએ ઊભાં હતાં.

રણમલે બિહારીમલને તલવાર લેવા ઇશારો કર્યો. બિહારીના મોં પર ગ્લાનિ છવાઈ ગઈ.

'હું ?' તેનાથી બોલાઈ જવાયું: 'પિતાજી! જયમલ બાકી રહે તો ?'

'કુળનું ગૌરવ તો પાટવી જ સાચવી શકે,' જયમલે ઉત્તર આપ્યો.

રણમલે અભિમાનભર્યા સંતોષથી જયમલની સામે જોયું: 'બસ, એવો જ ઉત્તર સિંહણના સંતાન આપી શકે ! . . .'

બિહારીએ તલવાર લીધીઃ તેનો હાથ ધ્રૂજ્યોઃ તેની આંખમાં આંસુ આવ્યાં:

'બિહારી! હું બીજાને નહિ જોઈ શકું. તું મને પહેલવહેલાં લે ! . . . પન્નાનો અવાજ હતો.'

'ના, પહેલાં હું !' જયમલ બોલ્યો.

'બહેન ! તું સૌથી છેલ્લે ! બેટા !' રણમલની સ્ત્રીએ બિહારીને ડગતો જોઈ કહ્યું: 'અને તું બેટા! જલદી કર. આપણે ડગવાનું હોય નહિ.'

'ચલાવ !'

નાજરે જતાં જતાં એક સિપાઈને ચાર માથાં સંભાળી લેવાનું કહ્યું.

રણમલ પડ્યો.

જયમલ આગળ વધ્યો, પણ તેને ઝપાટાબંધ એક બાજુ કરીને કોઇક બીજું આગળ વધ્યું હતું. રહ્યાસહ્યા મોંસૂઝણામાં કોણ છે એ બરાબર દેખાયું નહિ.

પન્નાએ આશ્ચર્યથી મોં ઉઘાડયું. 'આ શું?'

જયમલને તેણે પેલા ફકીરની પાછળ ઊભેલો જોયો.

બિહારીની તલવારે તો ઝપાટાબંધ કામ કર્યું. પન્નાના મોં પર તેજની છાયા પથરાઇ ગઇ: 'લે બિહારી! જલદી કર! . . .

તેણે નીચે લોહીમાં ખદબદતા માથા તરફ પ્રેમભરી દૃષ્ટિ ફેંકી. માલદેવનું મોં ત્યાં છેલ્લું હાસ્ય કરતું પડયું હતું!

પન્ના પણ પડી.

'ચલાવ!'

બિહારીએ માથું ઊંચું કર્યું: તેના લાંબા કેશ ખભા પર વીખરાયા:

'નહિ! એ મારી મા છે!'—બિહારીએ સિપાઇના હુકમનો ઉત્તર આપ્યો.

'બેટા! . . . તારી તલવાર તો ફૂલ જેવી લાગે છે હો . . .' પણ બિહારી ડગ્યો નહિ. ફકીર ચિંતામાં પડ્યો:

'બિહારી,' તે બોલ્યો—'બેટા! સમય વિચારી લે!'

'નહિ! તેણે મને દૂધ પાયું છે—અમૃત આપ્યું છે: એ મારી મા છે! આ લ્યો, મારું માથું!'—તેણે પોતાનું માથું નીચું નમાવ્યું.

'બેટા!' બિહારીની મા હસી: 'સો વરસ જીવતો

રહે. તારા જેવા દીકરા તો દેવને ત્યાં જ હશે. પણ—જો તું ડગે છે માટે'—તેણે પોતાનું ખંજર પોતાના પેટમાં ખોસી દીધું. તે નીચે ઢળી પડી.'

બિહારી બે હાથથી મોં ઢાંકી નીચે બેસી ગયો. તે જ વખતે નાજર આવ્યોઃ 'બિહારી! તું હવે સ્વતંત્ર છો!—સિપાઈ! માથાં ગણ્યાં? ચાર છે?'

'જી, હા, ચાર!'

સિપાઈએ માથાં ગણી લીધાં. ફરી બોલ્યોઃ 'જી! ચાર! . . .'

ફકીરે નીચા વળીને બિહારીને કહ્યુંઃ 'બેટા! જલદી ચાલ! . . . નહિ તો એક ભાઈ ખોઈ બેસીશ!'

બિહારી આંસુ સારતો ઊભો થઈ ગયો.

ફકીર અને બિહારી ચાલ્યા ગયા.

થોડે દૂર ગયા પછી રસ્તામાં એક જુવાન ભેગો થઈ ગયો.

'કોણ?'

'હું જયમલ!'

'હેં! ત્યારે ચોથું માથું કોનું?'

ફકીરે આકાશ સામે જોયુંઃ 'કોઈ ખુદાના બંદાએ તમને બન્ને ભાઈઓને ભેગા રાખવા સ્વાર્પણ કર્યું!'

બિહારી અને જયમલ રોતા રોતા ભેટ્યાઃ ને ભેટતા ભેટતા રોયાઃ રોતા રોતા ચાલી નીકળ્યા.

ફકીરના વેષમાં—રણમલનો ધર્મગુરુ હતો. તે બન્નેને મંદિરમાં લઈ ગયોઃ ત્યાં હજી એ પ્રસંગ સાંભરે છે, ત્યારે તેઓ વારંવાર પૂછે છેઃ

'એ અજાણ્યો પરદેશી કોણ હશે? અને આપણા માટે તેણે જીવ કેમ આપ્યો હશે?'

બન્ને જણા, વંશ જાળવનાર એક સંતાન માટે, રાહ જુએ છે. સંતાન થાય, એટલે પાછા રણમાં મરવાના તેમને કોડ છે.

૧૯૨૪

## આશાનું રુદન

### (૧)

સમય ભયંકર હતો: પણ મનુષ્યો વધારે ભયંકર હતાં. વિશ્વાસનું વાતાવરણ છાના ખંજરોથી ભર્યું હતું, ને આજે જે મિત્ર હોય તે કાલે શત્રુ થાય એવી મનોદશા સહજ હતી. ભયંકર પરિવર્તનના સપાટાથી આખો પ્રાંત છવાઈ ગયો હતો: ને કોઈકનું નામ કે મિલકત સલામત રહી શકે તેવું હતું નહિ. ઈ. સ. ૧૮૫૭નો બળવો પૂર જોરમાં હતો, ત્યારે કાનપુર પાસે સેનાપત નામે એક નાના ગામમાં બે મોટા ધોરી બળદના ગાડામાં બેસીને એક દિવસ એક બાઈ આવી: સાંજનો વખત હતો, ને ભૂરી ભૂખરી ધૂસરમાં આખું ગામ છવાઈ ગયું હતું: સીમમાંથી ગાડાંઓ પાછાં વળતાં હતાં, ને પોતાનાં બચ્ચાંને મળવા ધણ અધીરું બની દોડી રહ્યું હતું.

આ પવિત્ર ધૂળની ડમરીમાં સેનાપતનાં નાનાં નાનાં ઘરો આછાં ને આછાં દેખાતાં હતાં: પોતાના અંગને જેમ

બને તેમ વધારે ને વધારે ઢાંકીને પેલી બાઇએ ગાડામાંથી ઊતરી, એક સાદા પણ સ્વચ્છ ને સુંદર મકાનમાં પ્રવેશ કર્યો.

સેનાપતના વાતાવરણમાં આ મહત્ત્વનો ફેરફાર હતો. એના આવ્યા પછી ગામમાં એક પ્રકારની ચર્ચા ઉત્પન્ન થઈ હતી. યુદ્ધની કથા રમ્ય છે ને ગામડામાં તે વધારે રમ્ય લાગે છેઃ કંપની સરકાર સામે જે જે પુરુષો ઊતર્યા તે સૌને એક પ્રકારની પૂજાથી જાણ્યેઅજાણ્યે સૌ વંદન કરતા હતા. એમ ચર્ચા થતી હતી કે આ બાઇનો એકનો એક અઢાર વર્ષનો જુવાન પુત્ર લડાઈમાં ઊતર્યો છેઃ ને તેના બળ પાસે ઘણા ઘણા ચુનંદા યુરોપિયનો પાણી ભરી રહ્યા છે!

એ વીર પુરુષની માતા તરીકે આ બાઈનું નામ અનેક જુવાન હૃદયોને આકર્ષી રહ્યું હતું.

આ બાઈના વિશાળ મકાનમાં એક સુંદર વાડી હતીઃ તેમાં જ્યારે કોસ હંકાતો ત્યારે તેના 'ટૂ ઉ ઉ ટૂ ઉ ઉ' અવાજથી આખી વાડીમાં એક પ્રકારની નવી મીઠાશ લાગતી હતીઃ આ વાડીમાં કેટલાંક ફાલતુ મકાનો હતાં, ને તે સૌમાં જતાઆવતા લશ્કરી અમલદારો ને સિપાઈઓ આરામ લેતા. બાઇ એ સૌને માનભેર પોષી રહી હતી : ને તેનો પુત્ર એ સૌ સામે લડી રહ્યો હતો!—આ બે વિરોધી ઘટનાઓ વચ્ચે સેનાપતના બધા જુવાનિયાઓ ને વૃદ્ધો કંઈ કંઈ અનુમાનો ને વાગ્યુદ્ધ ચલાવી રહ્યા હતા!

આમાં શો ભેદ છે તે કોઇને ખબર ન હતી. પરંતુ ૧૮૫૭ના બળવાનો અણીનો સમય ચાલ્યો ગયો ને ઢંઢે-

રાના આછા આછા આશાભર્યા શબ્દોથી અનેક હથિયારો ને જુવાન ચહેરાઓ નમ્ર બની શિર ઝુકાવી રહ્યાં હતાં, ત્યારે પણ સેનાપતનો આ કોયડો અણઉકેલ્યો હતો. પેલી બાઈ—હજી પોતાની વાડીમાં અનેક લશ્કરી અમલદારોને પોતાની ઉદાર મહેમાનગીરીથી સંતોષ આપી રહી હતી !

લશ્કરી અમલદારોના આભારભર્યા ચહેરાઓ વચ્ચે એક તરસી આંખ વારંવાર આંટાફેરા કરતી હતી : સેનાપતમાં આ વાડી બેનમૂન ગણાતી : તેની હરિયાળી જમીનમાં ગુલાબનાં ઝુંડ થતાં ને કહેવાતું કે મોગલ જમાનામાં અત્તરે ગુલાબની ખુશબોભરી ભભક આ વાડીમાંથી છૂટતી ! આ જમીન પર એક તરસી આંખ તલસી રહી હતી. અને તે સેનાપતના પોલીસ પટેલ હરદયાલની ચકોર આંખ હતી. વારંવાર આવતો, ત્યારની આ જમીન એની આંખમાં ખૂંચી હતી : આ જમીનમાં ખાસ્સી રસદાર કેરીની જેમ દરેક જગ્યાએ રસની સેર ફૂટતી હતી અને તેની સીમા પર કાલિદાસે વર્ણવેલ જાંબુનાં ઝાડ હતાં.

એક દિવસ અચાનક કામપ્રસંગે વાડીમાં આવતાં હરદયાલની નજર સામેની મેડીમાંની એક ખુલ્લી બારી પર પડી : તે દિવસથી એની આંખમાં એકને બદલે બે ઝેર ભર્યાં છે. તે દિવસે છૂટાં ઝુલ્ફામાં એક વીરત્વભર્યો ચહેરો તેણે જોયો : જાણે આદર્શ યુદ્ધની અધિષ્ઠાત્રી દેવી હોય એટલું તેજ. તે દિવસથી હરદયાલ વારંવાર વાડીના પેલા નબળા વૃદ્ધ ડોસિયા પાસે પણ ઊભો રહે છે, તેની પાસે અનેક વાતો કાઢી એક વાતની સાંકળ જોડવા યત્ન કરે છે !

(૨)

'જયમલ્લ રઘુનાથસિંહ!'

હરદયાલ આ નામની માળા જપે છે: ચારે તરફથી હુકમ છૂટયા છે કે આ જુવાન જેલમાંથી નાસી છૂટયો છે. તેને પકડનારને ઇનામ મળશે. તે પડયો પડયો વિચાર કરતો હતો તેટલામાં એને અચાનક કાંઇક નજરે પડયું: એની કલ્પનાની આંખ સામે પેલી વાડી ને પેલી બાઈ બન્ને આકર્ષક બની ઊભાં હતાં!

'તેને લાગ્યું કે પોતે હવે જયમલ્લ રઘુનાથસિંહને પકડી પાડશે: એના મનમાં કીર્તિ, મહત્ત્વાકાંક્ષા ને મોહ ત્રણેનું તુમુલ યુદ્ધ જામ્યું.

* લક્ષ્મીબાઈ સેનાપતમાં આવી ત્યારથી જ એક વાત ઊડી રહી હતી કે એનો છોકરો બળવાખોરોમાં છે: હમણાં હમણાંમાં લક્ષ્મીબાઈ બીમાર હતાં, ને તેથી કોઇ એને મળી શકતું નથી. થોડા દિવસ પહેલાં જ પોલીસ અફસરો, આ ઊડતા સમાચારનું તાત્પર્ય લેવા, લક્ષ્મીબાઈને મળવા ઇચ્છતા હતા, પણ તે બીમાર હોવાથી મળી ન શકયા.

પોલીસ અફસરમાંના દરેકના મોંમાં હજી લક્ષ્મીબાઈનું અનાજ હતું, એટલે ઉપકારના એટલા બોજથી શાંત બની તેઓ ચાલ્યા ગયા. પણ આજે હરદયાલને વિચાર કરતાં કરતાં આ વાતમાં કાંઇક ભેદ લાગ્યો. ને તેને ઘડીભર લાગ્યું કે લક્ષ્મીબાઈની વાડીમાં જ જયમલ્લ ગુપ્ત રૂપે રહ્યો છે!

* આ લક્ષ્મીબાઇને રાણી માનવાની ભૂલ કોઇ ન કરે. આ કાલ્પનિક મૂર્તિ છે.

હરદયાલની કલ્પનાની આંખ સામે લક્ષ્મીબાઇની તેજસ્વી મૂર્તિ ખડી થઇ : પોતે જો જયમલ્લને શોધી કાઢશે તો નોકરીમાં દર પગલે કીર્તિ એને વરમાળ પહેરાવશે ! પણ હજી હરદયાલના હૃદયમાં આ મહત્ત્વાકાંક્ષાથી પણ વધારે આશાભર્યું એક સ્થાન છે ! એ વિચાર કરે છે કે જયમલ્લને શોધી કાઢતાં લક્ષ્મીબાઇ નમે ખરાં ? . . . અને તેના અંતઃકરણમાંથી અવાજ આવે છે : 'હા !'

લક્ષ્મીબાઇમાં તેજ, ધીરજ ને સાહસ એ ત્રણે ગુણોનું સુંદર મિલન થયું હતું. મૂળ તો તેના પતિ સાથે એ બિહારમાં રહેતી હતી : અને તેની મોટી બહેન સેનાપતમાં ને આસપાસનાં એકબે ગામમાં થોડી જમીનની માલિક હતી. આ બહેનને કાંઇ સંતાન ન હતું. એટલે તેના મનમાં લક્ષ્મીબાઇના પુત્રને દત્તક લેવાની ઇચ્છા હતી. તે દરમ્યાન અંધાધૂંધી પ્રવર્તી રહી.

લક્ષ્મીબાઈ આ વખતે અનાથ થઇ પડ્યાં. તેનો પતિ સાધારણ માણસ હતો : ને સાધારણ માણસની માફક જ મરી ગયો. પણ લક્ષ્મીબાઈનું જીવનસર્વસ્વ એના પુત્રમાં હતું : જયમલની કાંતિમાં અનેરું તેજ હતું : ને લક્ષ્મીબાઈ તેને માતાના વહાલ ઉપરાંત, પ્રેમના દર્દથી ભરેલ હૃદયે ચાહતી : એ કિસ્સો એવો હતો કે જ્યાં પતિની શક્તિ કે સ્નેહની ખામીને લીધે સ્ત્રી પોતાના પુત્રને બમણા પ્યારથી ચાહતી હોય !

લક્ષ્મીબાઇનો પતિ સાધારણ રીતે રાગી ને અશક્ત માણસ હતોઃ અને લક્ષ્મીબાઇમાં શ્રદ્ધા કરતાં તેજ વધારે

હતું: એટલે તેનો બધો પ્યાર, વહાલભર્યો હૃદયથી પતિદેવની પૂજા કરવાને બદલે, અત્યંત દર્દમય અવસ્થામાં હોય તેમ પુત્ર તરફ ઢળ્યો ! એ પ્યારમાં કટકા થઈ જાય તેવું અનેરું બળ ઊતરી આવ્યું ! અને તેથી લક્ષ્મીબાઇ જયમલ્લના જીવનના દરેક પ્રશ્નમાં પોતાનું જીવન ઓતપ્રોત કરીને જ રહેતી !

પણ ૫૭ના બળવામાં કેંક જુવાન હૃદયો સરકારની ધૂંસરી ત્રોડવા હોમાઈ રહ્યાં હતાં ! એ એક એવો પ્રસંગ હતો કે જ્યારે મનુષ્ય અદૃશ્ય ભાવિ માટે વર્તમાનને હોમી પોતાના સાહસ ને દુ:ખ પર અટ્ટહાસ્ય કરતો ઊભો રહે છે ! એમાં જયમલ્લ જેવું તેજ કેમ છાનું રહે ? લક્ષ્મીબાઇને લાગ્યું કે ગમે તેટલા પ્રયત્ન છતાં જયમલ્લ અંતે જશે જ, અને પછી જ્યારે લક્ષ્મીબાઈ બિહારમાંથી કાનપુર તરફ પોતાની બહેનને મળવા નીકળ્યાં, ત્યારે રસ્તામાંથી જ જયમલ્લે રજા પણ લીધી ! લક્ષ્મીબાઇની બધી સમજાવટ અફળ થઇ ! મા અને દીકરો બન્ને રસ્તામાં રોયાં ને જુદાં પડ્યાં ! ત્યાર પછી હવે જયમલ્લ સેનાપતમાં જ પાછો આવવાનો હતો—જો પાછા વળવાનો પ્રસંગ આવે તો.

લક્ષ્મીબાઇ સેનાપતમાં પહોંચ્યાં ત્યારે તેની મોટી બહેન પણ બીમાર હતાં : તે ત્યારપછી થોડા દિવસમાં જ મૃત્યુ પામ્યાં !

હવે પછી લક્ષ્મીબાઇએ પોતાના પુત્રનું હિત સાચવવા ઘણા ઘણા અમલદારોને સાચવી રાજભક્તિ દેખાડી ! આખા ગામમાં ઊડતી વાત હતી કે તેનો પુત્ર બળવાખોરો સાથે છે, પણ લક્ષ્મીબાઇને એ પૂછવા જેટલી ધૃષ્ટતા કોઇએ

કરી ન હતી: પછી એમ પણ કહેવાયું કે લક્ષ્મીબાઇને કાંઇ સંતાન નથી! શું સત્ય છે તે કોઈ જાણતું નહિ.

( ૩ )

જે દિવસે હરદયાલને અચાનક એમ થયું કે જયમલ્લ કદાચ લક્ષ્મીબાઇને ત્યાં હોય, તે દિવસે જ એ વાતની ખાસ તપાસ કરવા માટે એક મંડળી આવી પહોંચી હતી! જયમલ્લ ક્યાં છે એ કોઇને ખબર ન હતી, પણ લક્ષ્મીબાઈ માંદાં છે માટે જયમલ્લ ત્યાં હોય એમ ઘણાએ અનુમાન કર્યું હતું!

બરાબર રાતના આઠ થયા હતા: ને નાનું ગામ તો આઠ બજતાં અરધું શાંત થઈ જાય છે. લક્ષ્મીબાઇના મકાનના દરવાજા પર એ સમયે પાંચ સવારો આવી પહોંચ્યા: ને હરદયાલ પણ થોડી વારમાં આવ્યો. સૌ મકાન ઉઘડાવી અંદર ગયા. અંદર એક વિશાળ ચોક હતો ને તેમાં ગુલાબના અનેક છોડ ફૂલ વિનાના ઊભા હતા! એક નાનો સરખો બગીચો મુખ્ય મકાનની ચારે તરફ હતો. અંદર એક વિશાળ ખંડમાં લક્ષ્મીબાઈ હીંચકા પર સૂતી હતી: તે સૌને આવતા દેખી બેઠી થઇ ને સામેના ઢોલિયા પર બેસવા સૌને ઇશારત કરી. એકબે ચાકર ને એક બાઇ ત્યાં ઊભાં હતાં: ને એક ખૂણામાંથી એરંડિયા તેલનો દીવો આછો પ્રકાશ આપી રહ્યો હતો!

લક્ષ્મીબાઈ માંદી ન હતી, પણ એના ચહેરામાં અકથ્ય દુઃખોના અક્ષરો સ્પષ્ટ હતા: જોકે ચિંતાની ફિક્કાશ માંદગી

જેવી હતી, પણ તે વારંવાર ચિંતાને દાબી સૌની સાથે વાતો કરતી હતી.

અને તેણે અરધીપોણી કલાક સૌ સાથે વાતો કરી, પણ બહાર જરા ખખડાટ થતો કે કૂતરું ભસતું, પવનથી ઝાડનાં પાન ચાલતાં, કે સાંકળ ખખડતી કે તરત જ લક્ષ્મીબાઈના ચહેરામાં ગભરાટની છાયા પસાર થઈ જતી : આવેલ મંડળીમાં એક વૃદ્ધ તદ્દન જ અપરિચિત હતો. બાકી બીજા બધા લક્ષ્મીબાઈની મિજમાની ઘણી વખત ચાખી ગયેલા હતા. તે વૃદ્ધ માણસ—તદ્દન શાંતિથી—લક્ષ્મીબાઈની દરેક હિલચાલ તપાસી રહ્યો હતો. જરાક ખખડાટ થતાં લક્ષ્મીબાઈ ફિક્કી પડી જતી હતી; તે તરત જ એકાદ સવાલ પૂછી પોતાની મનોવ્યથા છુપાવી દેતી હતી.

'કેટલા થયા?' લક્ષ્મીબાઈએ અચાનક પૂછ્યું : એ પૂછતાં પૂછ્યું, પણ પેલા વૃદ્ધે જોયું કે લક્ષ્મીબાઈના આખા અંગમાં ધ્રુજારી આવી ગઈ: તેના હૃદયમાં કોઈ મહાવ્યથા હતી :

'નાનાં બા! નવ થયા;' અને :આ જવાબ સાંભળતાં જ લક્ષ્મીબાઇ વધારે ફિક્કી પડી ગઈ.

અંતે સૌને લાગ્યું કે લક્ષ્મીબાઈની માંદગી સાચી છે : ને જયમલ્લ ક્યાંય છુપાયો નથી. સૌ ઊઠ્યા ને તે સાથે ઊઠી : પગથિયાં નીચે સૌને વળાવી પાછી ફરી. ને તેણે એકદમ પલંગ પર પડતું મૂક્યું.

'કેટલા થયા? ગોદાવરી! કેટલા થયા?'

'નાનાં બા! આમ છેક ધીરજ મૂકી દેશો?'

તે જ વખતે હરદયાલ પાછો દેખાયો. લક્ષ્મીબાઇની આંખમાં એટલું દર્દ હતું કે તેની સામે જોતાં જ હરદયાલ ચૂપ થઇ ગયો. પણ તેને પેલા વૃદ્ધના શબ્દો યાદ આવ્યા : 'લક્ષ્મીબાઇ પોતાના જીવનસર્વસ્વ જેવા કોઇ પ્રિયતમની રાહ જુએ છે!'

ને તેણે બોલવાની હિમ્મત કરી : 'લક્ષ્મીબાઈ! હું પાછો આવ્યો છું. તમારે કાંઈ કહેવું છે?'

પેલી મંડળી બહાર નીકળ્યા પછી તરત જ પેલા વૃદ્ધે સૌને કહ્યું હતું કે લક્ષ્મીબાઇ ગમે તેમ પણ કોઇની રાહ જુએ છે! ને તેનામાં પ્રિયતમને મળવાની ધગશ હોય તેવું લાગણીમય છાનું દર્દ છે! પણ તેના મિત્રો લક્ષ્મીબાઇને વધારે સતાવવા રાજી ન હતા, એટલે તે સૌ વૃદ્ધના શબ્દો સાંભળી હસી પડ્યા ને પછી તે મંડળી તરત જ રવાના થઈ ગઈ!

પણ હરદયાલની આંખમાં ઝેર હતું. તે પાછો ફર્યો ને તરત જ પેલા વૃદ્ધના શબ્દોની સચ્ચાઈ સમજાણી. દરેક ગુલાબ પરથી રતાંસળાં ફૂલ ઊપડી ગયાં હતાં : તાજા ધૂપની સુગંધ પ્રસરી રહી હતી : ને ઘીના દીવા કોડિયામાં બળાતા હતા : લક્ષ્મીનો કોઈ ગુપ્ત સ્નેહી આજે આવવાનો લાગે છે! આ વિચારથી જ હરદયાલનું મગજ છવાઈ ગયું હતું.

હરદયાલનો સવાલ સાંભળતાં જ લક્ષ્મી સ્વસ્થ બની ગઈ. પણ હરદયાલ એક પગલું આગળ વધ્યો :

'લક્ષ્મીબાઈ! કોણ આવનાર છે? કહો તો ખરાં.' અને તે મીઠું હસ્યો.

૯

પણ તેની હિમ્મત ને શબ્દ બધાં ચાલ્યાં ગયાં. લક્ષ્મીબાઇની આંખ ફરી હતી : ન જોયેલું તેજ ને ન અનુભવેલું દુ:ખ તેમાં હતાં.

'હરદયાલ! આમ આવ, ભાઇ! જરા આંહીં આવ,' હરદયાલને લાગ્યું કે પોતાના સવાલથી કાંઈ નવીન સત્ય બહાર પડે તેમ છે.

અને હરદયાલ અંદર ગયો. લક્ષ્મીબાઇએ એક ચિઠ્ઠી તેના હાથમાં મૂકી દીધી. ચિઠ્ઠીમાં માત્ર ચારપાંચ શબ્દો હતા:

'ત્રણ દિવસ પછી : નવ કે દશ વાગે રાત્રે. તે દિવસે ન અવાય તો, માતા! છેલ્લા પ્રણામ. પછી મળવાની આશા સ્વર્ગમાં.' હરદયાલે ચિઠ્ઠી વાંચી ત્યાં સુધી લક્ષ્મીબાઇ તેની સામે જોઈ રહી.

'કેમ? હરદયાલ! તું શું કહે છે? તારામાં હું વિશ્વાસ મૂકી શકું કે?'

એ જ વખતે બારણે ખખડાટ થયો.

'હરદયાલ! ભાઇ! એને બચાવ. તારે જોઇએ તો આ વાડી લઈ લે'

'હું હજી કાંઈ સમજ્યો નથી'—હરદયાલ ખોટું બોલ્યો, કારણ કે હરદયાલને ત્રણ વાતનો મોહ થયો હતો : જયમલ વિનાની લક્ષ્મીનો, લક્ષ્મીબાઈની વાડીનો ને નોકરીની કીર્તિનો : તે પોતાના મનમાં વિચાર ગોઠવતો હતો, કે ત્રણે કામ કેમ પાર પડે! પણ માત્ર પવનથી જ સાંકળ ચાલી હતી.

'ત્યારે આજે ત્રીજો દિવસ છે?'

'હા; પણ બોલ, તું વિશ્વાસઘાત નહિ કરે?'

'કોણ હું? ના, ના, મારી ખાતરી રાખો. સુખેથી નિરાંત કરો.' અને એટલું બોલી હરદયાલ ચાલ્યો ગયો. એને જોઇતા સમાચાર મળી ગયા હતા. જયમલ હોય તો લક્ષ્મી વશ થાય નહિ: ને લક્ષ્મી વિનાની એકલી વાડીમાં હરદયાલને મોહ ન હતો: તે પોતાના વિચારો ગોઠવતો ચાલ્યો ગયો.

(૪)

રાત્રિના નવ કે સાડા નવ થયા હશે.

અને તે વખતે એક સિપાઈ સેનાપતની સીમમાં એકલો ચાલી રહ્યો હતો: થાકથી એનું શરીર લેવાઇ ગયું હતું, ને તે ભૂખથી થાકી ગયો હતો: એનાં જૂનાં પગરખાંમાંથી વારંવાર ધૂળના ગોટા ઊડતા હતા ને ચંદ્રમાની રોશનીમાં દુઃખની વરાળ જેવા વેરાઈ જતા હતા. અંતે તેણે એક લાંબી દૃષ્ટિ કરી, ને સેનાપતનાં ઝાડવાં જોઈ છૂટકારાનો દમ ખેંચ્યો; 'હાશ! અંતે આવ્યું ખરું!'

અને એના શબ્દો પણ એકાંતમાં મોટા બની રહ્યા. અંતે સેનાપતની ધૂળવાળી શેરીઓમાં થોડીક ડમરી ઊડી: એકાદ કૂતરું છેટે ભસ્યું: બીજાએ દૂરથી એને જવાબ આપ્યો: કોઈ ત્રીજાએ તાલ પુરાવ્યો ને પાછું સર્વ શાંત થઈ ગયું. પેલાં ધૂળવાળાં જૂનાં પગરખાં ઘસાતાં આગળ ચાલ્યાં: ને બરાબર લક્ષ્મીબાઈના ઘર પાસે અટક્યાં: એક જાગી ઊઠેલું પક્ષી કાંઈક લવી ગયું, બારણા પર ત્રણ ટકોરા પડ્યા, ને જરાક બારણું ચાલ્યું.

લક્ષ્મીબાઇ અંદર રાહ જોતી જ બેઠી હતી. એકદમ અંદરથી દોડી : તેણે બારણું ખોલી નાંખ્યું. હવે છેલ્લી ઘડીએ એની ધીરજ ખુટી પડી :

'આવ! બેટા! જયમલ્લ આવ્યો કે?. . .' તે પેલા થાકેલા સિપાઈ તરફ એકદમ દોડી ગઈ.

એ જ વખતે એક કરડો ચહેરો સામે દેખાયો :

'લક્ષ્મીબાઇ!' હરદયાલ પાસે—સામે ઊભો રહીને બોલ્યો:

'બચાવ! એને બચાવ!—હરદયાલ! આ વાડી–ઘર બધું તારું. જા લઈ જા.'

'બાઈસાહેબ!' પેલો થાકેલો સિપાઈ બોલ્યો : લક્ષ્મીબાઇ એકદમ પાછી હટી ગઈ. 'હેં! ત્યારે જયમલ્લ ક્યાં? નથી આવ્યો?'

'બાઈસાહેબ! એ હવે આવશે—ચાલ્યા આવતા હશે —પ્રથમ આવત પણ—પણ—' સિપાઈ વધારે બોલી શક્યો નહિ. લક્ષ્મીબાઈ નીચે પડી ગઈ હતી.

હરદયાલ ચાલતો થઈ ગયો : લક્ષ્મીબાઇને તેના વિષે કાંઇ પણ શંકા આવી નહિ. એવી અધીરી આશા શંકા ગળી જાય છે; ને વળી હરદયાલે વિશ્વાસ રાખવાનું વચન તો આપ્યું હતું. એને પણ વાડીનો મોહ નહિ થાય? લક્ષ્મીબાઇ એમ આશ્વાસન લઈ રહી હતી.

એ ગમે તેમ થાય, લક્ષ્મીબાઈ પાછી સ્વસ્થ બની પોતાના જયમલ્લની રાહ જોતી બેઠી હતી. સમાચાર આપનાર સિપાઇ જયમલ્લ સહીસલામતીની ખાતર જરા મોડેથી આવશે એમ કહીને પછી નિરાંતે સૂઈ ગયો હતો.

પણ લક્ષ્મીબાઈને લાગ્યું કે વખત બહુ જાય છે. પાન ચાલે છેઃ બારણું ખખડે છેઃ અરે! કૂતરું ભસે છે, પણ બધું નકામું! કોઈ આવતું નથી.

અને તે પોતે છેક બારણા પાસે બહાર ડોકાતી ઊભા.

લક્ષ્મીબાઈને જરાક અશાંતિની જરૂર છે, પણ રાત્રિ વધારે ને વધારે નિઃશબ્દ થાય છે.

ઘરની પાસે ગોદાવરીને ઊભી રાખી તે બહાર નીકળી. તેને લાગ્યું કે ગામ બહાર ધર્મશાળા છે. ત્યાંથી વધારે ખબર પડશે. રાત્રિના ચાર બજ્યા સુધી રાહ જોઈઃ અરે! આજે ક્યાંય અવાજ નથીઃ મૂંગા તારા પણ બોલતા નથીઃ ચંદ્રને પણ છાનું છાનું ચાલવાની ટેવ પડી ગઈ છે! પવન પણ શાંત છે!

અને હાશ! અંતે છેક દૂર દૂર માણસ આવે છે; તે પાસે પાસે આવે છેઃ છેક પાસે આવે છે. બસ! જયમલ્લ! . . . લક્ષ્મી હર્ષમાં કૂદી—દોડી.

સામેથી એક ખેડૂત આવતો હતોઃ 'બાઈ! સેનાપતનો રસ્તો આ?'

'હા, હા, ભાઈ, તું ક્યાંથી આવે છે? તારી પાછળ કોઈ આવે છે? મારા જય— અરે! કોઈ તમારી પાછળ આવે છે? . . .'

'ના, કોઈ નથી આવતું.'

મુસાફર ચાલ્યો. તારા ફિક્કા પડવા લાગ્યાઃ ચંદ્રનું તેજ હરાયુંઃ પૂર્વના આકાશમાં હૃદયના જખમ જેવો રાતો રંગ આવવા લાગ્યો.

અને લક્ષ્મી નિરાશ થઇ પાછી વળી. તે પોતાની મેડી પર ચડી ગઈ:

*

તે બારીમાંથી બહાર લાંબી નજર કરતી બેઠી: બહાર કાંઈ દેખાતું નથી, પણ તે શાંત બેઠી જોયા કરે છે. અને તે અચાનક જ એકદમ ઊઠી: તેની દૃષ્ટિ બહાર હતી: 'અહા! આવ્યો કે? . . .'

અને બીજી જ ક્ષણે તે અટકી પડી: 'હાય! હરદયાલ! તું છો કે? તને વાડી—ઘર ઓછાં પડયાં?' લક્ષ્મીબાઇ દૂર દૂર બનતો બનાવ જોતી હોય તેમ બોલી રહી હતી.

અને બરાબર તે જ વખતે સેનાપતની દૂરની સીમમાં—દૂરની સીમમાં જયમલ્લનું શરીર હરદયાલની બંદૂકથી વીંધાઇને નીચે પડી ગયું. આ દૃશ્ય જાણે બનતું હોય તેવું લક્ષ્મીબાઇએ કલ્પનામાં જોયું, ને તે તરત જ જમીન પર સૂઈ ગઇ.

સવારે પેલો સિપાઇ પ્રભાતિયાંનો બેસૂરો રાગ ગાય છે ને ગોદાવરી દૂધનું બોઘરણું લઇ મેડી પર ચડે છે:

'નાનાં બા! ગાય દોઉં છું: તમે આવો છો કે?' પણ લક્ષ્મીનાં પોપચાં પર ભાર છે: ને થોડાક વાળ માત્ર પવનથી ચાલી રહ્યા છે!

ગોદાવરી લક્ષ્મીને ધીમે હલાવે છે: 'નાનાં બા!' અને તે એકદમ ચીસ પાડી નીચે બેસી જાય છે: લક્ષ્મીના થંડા શરીરમાં મૃત્યુની શાંતિ ને નિરાશાનાં છાનાં આંસુ ભર્યાં છે!

*

હરદયાલના વિશ્વાસઘાતની ખબર એના અંતઃકરણને, લક્ષ્મીને, ને જયમલ્લને ત્રણને છે. લોકોને કાંઇ ખબર નથી. હજી ક્યારેક ક્યારેક એ ત્રણે જણાં રાત્રે મળે છેઃ ને હરદયાલ મા–દીકરાના અવાજથી ધ્રૂજતો પથારીમાંથી બેઠો થઈ બૂમ પાડે છેઃ 'હવે નહિ કરું! હવે નહિ કરું!'

ડૉકટર કહે છે, એ મગજની નબળાઇ છેઃ પણ માત્ર હરદયાલ આ મનની નબળાઇ જાણે છે. એની આશા—વાડીની તૃષા—એટલા જ છાના સ્વરથી રુએ છે! એની તાકાત નથી કે વાડી સામે નજર કરેઃ નજર કરતાં જ પેલો પ્રસંગ આબેહૂબ ખડો થાય છે!

# મા તૃ પ્રે મ

તમસા નદીના શાંત પટ પર બે ઘોડેસવાર ઝપાટાબંધ આગળ વધતા હતા. રાત્રિ તદ્દન નિર્મળ હતી, ને ક્યારેક અકાળે જાગી ઊઠેલા પક્ષીની ટૂંકી ને ઉતાવળી ચિચિયારી સિવાય બાકી સર્વત્ર ગંભીર શાંતિ ફેલાઈ ગઈ હતી.

'નરસિંહ! અરધો રસ્તો કાપ્યો હશે?' આગળ ચાલતા ઘોડેસવારે પૂછ્યું: એની તીવ્ર ને સ્પષ્ટ વાણી રાત્રિમાં પછડાણી.

'હા, અરધે પંથે પહોંચી ગયા છીએ: બાપુ સહી-સલામત હોય!'

'હું તો ધારું છું, આપણે પહોંચીશું ત્યાં ગંગા શુભ-સમાચાર આપવા ઊભા હશે.' આગલા સવારે ઘોડાને જરા એડી મારી ને તે વફાદાર પ્રાણી ઝપાટાબંધ આગળ વધવા લાગ્યું. થોડી વારમાં તો રાત્રિમાં ઘોડેસવારના પડઘા જ માત્ર સંભળાઈ રહ્યા.

દિવસ ઊગવાને થોડી વાર હતી ત્યાં બન્ને સવારો

રાજદુર્ગના વિશાળ રસ્તા પર આવી પહોંચ્યા. ત્યાં તમસાના કિનારા પર થોડી વાર વિશ્રામ લઇ બન્ને પાછા આગળ વધ્યા.

રાજદુર્ગનો જમીનદાર મરણપથારી પર હતો. જૂના રીતરિવાજને માન આપનાર હોવાથી પ્રખ્યાત જ્યોતિષ-શાસ્ત્રજ્ઞ પંડિત ચિંતામણિને બોલાવવામાં આવેલ હતો. રાજદુર્ગના ગઢમાં અનેક ખટપટ ચાલી રહી હતી. જમીન-દારનો મોટો પુત્ર જમીનદારથી વિરુદ્ધ હતો. ને રાજાનો જીવ બચાવનાર પોતાનો જીવ જોખમમાં નાખે એવી ઘટના હતી. ચિંતામણિને ઘેરથી નીકળ્યાં આજે પંદર દિવસ થઈ ગયા હતા, ને તેથી તેની તપાસ કરવા તેનો પુત્ર ઉમાનાથ આ મુસાફરી વેઠી રહ્યો હતો.

ગામમાં ઉતારો કરી, ઉમાનાથે દરબારગઢ પર જઈ પોતાના પિતાની ખબર કાઢી. ચોકીદારે કહ્યું કે પંડિત અંદર ગયા છે. ઉમાનાથ બહાર બેઠો. વિશાળ ચોગાનના બગીચામાં અનેક ફૂલો ખીલી રહ્યાં હતાં. ઉમાનાથ તે તરફ દૃષ્ટિ રાખી નિરાંતે બેસીને પિતાની રાહ જોવા લાગ્યો. પંડિત સહીસલામત છે એમ સાંભળી એને ટાઢક વળી.

ઉમાનાથની ઉમ્મર ભાગ્યે જ પંદર વર્ષની હશે. આ એની પહેલી મુસાફરી હતી, ને પંડિતના ઘરનો વિશ્વાસુ નોકર નરસિંહ સાથે ન આવ્યો હોત તો ઉમાનાથ એકલો આ જોખમ ખેડવા હિમ્મત કરત નહિ.

પંદર વર્ષના છોકરાને કલ્પના કરવાનો અધિકાર છે: ને ઉમાનાથ કાંઇક વધારે કાલ્પનિક હતો. એની સમક્ષ પોતાની ગામડાની જિંદગીનો એક દેખાવ આવ્યો: પોતે

પોતાની મા સાથે નદી પર નહાવા ગયો છેઃ વેકૂરમાં કૂવા કર્યા છેઃ ખેતરની પાળ બાંધી છે, ને પોતે ખોટાં બિયાંને સાચું પાણી પાઇ રહ્યો છે! એક તરફથી એની મા ધોઇ લીધેલાં કપડાં બાંધી ચાલી નીકળે છે, ને જાણે સાદ પાડે છેઃ 'ઉમાનાથ! ઉમાનાથ! ચાલ, મોડું થાય છે.'

કલ્પનામાં ને કલ્પનામાં ઉમાનાથ મોટેથી બોલી ઊઠ્યોઃ 'હું; આવ્યો.' પોતાના શબ્દથી પોતે જાગ્રત થઇને જ્યાં દરબારગઢ તરફ એક નજર ફેરવી, ત્યાં દરબારગઢમાંથી બહાર નીકળતી એક સ્ત્રીમૂર્તિ તેની નજરે ચડી. તે તેની સામે જોઈ રહ્યો. પણ તેના મનમાં તો હજી પેલી કાલ્પનિક સૃષ્ટિ ખડી હતી. ને 'હું; આવ્યો' એ શબ્દના પડઘા સંભળાતા હતા. પેલી સ્ત્રીમૂર્તિ ઉતાવળે પગલે ગઢમાંથી બહાર નીકળી, બગીચામાં થઈ, ઉમાનાથ તરફ આવતી હતી. તે જ વખતે એને કોઇકે પાછળથી હાકલ મારીને બોલાવીઃ 'અરુણુલેખા! રાણીસાહેબ બોલાવે.' પણ તે તો પાછું જોયા વિના આગળ જ વધી અને બરાબર ઉમાનાથની સામે આવીને ઊભી. ઉમાનાથે એક ઘડી અકસ્માત્ અરુણુલેખા તરફ જોયું. તેના મનમાં એકદમ એક મૂક વિચાર જન્મ્યોઃ 'અરુણુલેખા? અરુણુલેખા તો મારી માનું નામ છે.'

જાણી ન શકાય તેવા બળથી ધકેલાઇને તે એકદમ બેઠો થઇ ગયો. અકસ્માત્—અચાનક—સહજ જ તેણે તે સ્ત્રીનો પાલવ સાહ્યો. ને તે સમજી શકે તે પહેલાં તેનાથી બોલાઇ ગયુંઃ 'મા!'

પેલી સ્ત્રી પણ જાણે પરિચિત સ્વર સંભળાયો હોય તેમ થંભી ગઈ. તેણે ઉતાવળથી ઉમાનાથ સામે જોયું. સ્વરની પેઠે ચહેરો પણ ચિરપરિચિત લાગ્યો. ઉમાનાથની માફક જ તેનાથી પણ બોલાઈ ગયું: 'બેટા! તું કોણ છો? ક્યાં રહે છે? તારું નામ શું?'

'મારું નામ ઉમાનાથ!' એટલો જ જવાબ મળ્યો.

'આંહીં કોની રાહ જુએ છે?'

'પંડિત ચિંતામણિની!'

વીજળીનો આંચકો અનુભવ્યો હોય તેમ અરુણલેખા જરાક પાછી હઠી ગઈ. ઉમાનાથે એ જોયું. અચાનક મળેલી સંપત્તિ લૂંટાઈ જવાનો ભય ઉત્પન્ન થયો હોય તેમ તે અરુણલેખાની વધારે નજીક આવ્યો: અને તેનો હાથ પકડી લીધો.

'મા! તમને મા કહું કે?'

'હા, બેટા! કહે,' એટલા માયાભર્યા શબ્દો સાથે, અરુણલેખાએ આગળ પગલું ભર્યું. ને તેનો હાથે વીંટાઈને ઉમાનાથ તેની પાછળ ચાલ્યો. બહાર એક ગાડી આવીને ઊભી હતી.

અરુણલેખા ઉમાનાથ સાથે તેમાં બેઠી ને ઉતાવળથી ગાડીને ઘર તરફ હંકાવી મૂકી.

અરુણલેખા ઘેર પહોંચી. પોતાને કોઈ અમૂલ્ય સમૃદ્ધિ મળી હોય તેમ તેના દરેક કાર્યમાં બહુ ચોકસાઈ ને અધીરાઈ આવી ગયાં હતાં. તેણે ઘરનું બારણું બહુ જ સંભાળથી વાસી દીધું. દીવાનખંડમાં કોચ પર બેસી તે ઉમાનાથ

સાથે વાતો કરવા લાગી: વારંવાર એના પર હાથ ફેરવી વહાલથી પૂછવા લાગી: 'ત્યારે બેટા! તું પંડિતનો દીકરો છે કાં? પંડિત તને ચાહે છે?'

'હા, મા! હું તમને મા કહું કે?'

'હા, બેટા! કહે કહે. મને મા કહે. પણ . . . તારે મા નથી? તારી ખરી મા ક્યાં છે?' 'ખરી' શબ્દ પર અરુણલેખાએ મૂકેલા ભારથી ઉમાનાથ ધ્રૂજ્યો.

'ખરી મા? અરે રે! મારે મા જ નથી; પણ . . .' તે બોલતાં અચકાયો. 'તમને 'મા' કહું એમ જ થયાં કરે છે.'

'હવે તું આંહી જ રહેજે, બેટા! પંડિત તો મહાઠગ માણસ છે!' અરુણલેખાએ કહ્યું.

એ શબ્દ સાંભળતાની સાથે જ ઉમાનાથ બેઠો થઈ ગયો: 'હેં! પંડિત—મારો બાપ—એ મહાઠગ છે? કોણે કહ્યું, એ મહાઠગ છે?' તે જુસ્સાથી બોલ્યો.

અરુણલેખા તેની સામે જોઈ રહી. ઉમાનાથનો જુસ્સો આવ્યો તેવો જ ગયો. તે ફરી શાંતિથી બોલ્યો: 'ઓ! મા! આ તું શું બોલે છે?'

'બેટા! હું સાચું કહું છું. પંડિત જીવતો શયતાન છે: ધૂર્ત છે: તેને છોડી દે. હવે આંહી મારી પાસે રહી જા.'

કોઈ પોતાને કપટથી બાંધે છે એવો વિચાર આવતાં જ ઉમાનાથ એકદમ બેઠો થઈ ગયો. તે બારણા તરફ દોડ્યો: 'પંડિત મારો પિતા છે, અને તેની વિદ્વત્તા દેશભરમાં પ્રસરી રહી છે.'

ઉતાવળથી એટલું બોલી તે બારણાની સાંકળને અડ્યો. અરુણુલેખા એકદમ તેની પાછળ દોડી. તેને બાથમાં લઈ લીધો. અંતે ઘેલીની માફક તેને હેતભર્યાં ચુંબનોથી નવડાવી દીધો. તે જ વખતે બહારથી બારણા પર જોરભર્યો હલ્લો થયો. અરુણુલેખાએ ઉતાવળથી ઉમાનાથને ચૂપ રહેવાની નિશાની કરી, પાસેના ખંડમાં ધકેલી બારણું વાસી દીધું, અને પોતે તરત ગંભીર બની બારણું ખોલવા આગળ પગ ધર્યો.

'અરુણુલેખા! અરુણુલેખા!' બહારથી ઉતાવળે અવાજ થતા હતા. અરુણુલેખાએ દ્વાર ખોલી નાખ્યું. એક વૃદ્ધ પુરુષે હાથમાં કાગળ લઈ પ્રવેશ કર્યો.

'ઓહો! ઉમર જમાદાર?'

'હા; બાપુ, લ્યો આ કાગળ. અલ્લા ચાય સો કરે. એક ઘડીમાં નશીબ આડેથી પાંદડું ખેસવી દે.'

અરુણુલેખાએ તેના શબ્દો પર ધ્યાન ન આપતાં હાથમાં કાગળ લીધો. તેનો એક પણ શબ્દ વાંચે તે પહેલાં તેણે કાગળમાંથી બહાર નજર ફેરવી. વૃદ્ધને ખેસવીને એક પચીસસત્તાવીસ વર્ષના જુવાને પ્રવેશ કર્યો હતો. અરુણુ-લેખાએ તીરછી આંખે તેની સામે જોયું ને હસતે મોંએ તેને આવકાર આપ્યો. વૃદ્ધ જમાદાર તરત ત્યાંથી ચાલ્યો ગયો

'અરુણુલેખા!' હવે પેલો જુવાન બોલ્યો. તેના શબ્દો મધ જેવા ચોખ્ખા અને મધુર હતા: 'બહુ ઉતાવળે આવ્યો છું. પણ સાંભળ. જો, જમીનદાર પડ્યા છે. હવે તું મારી થઈને રહીશ કે?'

અરુણુલેખાનું ચિત્ત કોઈ વાત પર ન હતું. એણે એક ચિંતાભરી છાની નજર બારણા તરફ નાંખી. ઉમાનાથ તડમાંથી દેખાતો હતો. મોં પર આવતી નિરાશા અને ભયને ઢાંકીને તે જલદી જ પાછી પેલા જુવાન તરફ ફરી.

'ના, નયનપાલ! હવે હું તારી નહિ થઇ શકું. હું આજથી જુદી પડું છું!'

'હેં! અને પંડિતને . . . ?'

'હા, પંડિતને હું ધિક્કારું છું. પણ . . . પણ . . . મને ધિક્કાર અને વૈર પાછળ જવાનો હવે મોહ નથી.'

'હ . . . વે મોહ નથી ત્યારે આ ઠગાઈ શા માટે ચલાવી રહી હતી?' નયનપાલે તરવાર જેવા ઘા મારવા શરૂ કર્યા.

'કારણ કે—' અરુણલેખાએ અત્યંત દૃઢતાથી જવાબ વાળ્યો: 'આજ દિવસ સુધી મારું જીવન પંડિતને હંફાવવામાં પડ્યું હતું: હવે તેનો એનાથી વધારે સારો ઉપયોગ થઇ શકે તેમ છે.'

'અને તે શો વારુ?' નયનપાલે ત્વરાથી પુછ્યું.

'મારા જીવનને પણ પવિત્ર માને તેવી નિર્દોષ સરલતા આજે મળી ગઈ છે!'

અંદરના ખંડમાં જરાક અવાજ થતો લાગ્યો. નયનપાલે એક સાશંક દૃષ્ટિ તે તરફ ફેંકી. અરુણુલેખાના ગાલ પર ભયનાં સ્પષ્ટ ચિહ્નો તરી આવ્યાં. નયનપાલના મનમાં એક વિચાર આવી ગયો: 'અરુણલેખાએ પોતાના કોઈ ગુપ્ત સ્નેહીને આંહી છુપાવ્યો લાગે છે.' તે સફાળો બેઠો થઇ ગયો.

'ઠીક ત્યારે, મારે પણ વખત નથી. તને પંડિતની

ધૂર્તતા ખૂંચી રહી હોય ને તારે વૈર લેવું હોય, તો તું જાણે છે કે જમીનદાર જીવતાં હું તને ચાહતો અને હજી પણ ચાહું છું. બોલ, એક જ શબ્દમાં જવાબ દઈ દે—' નયનપાલ દૃઢતાથી એક પછી એક વાક્ય બોલતો ગયો.

અરુણલેખા તેની સામે જોઈ રહી હતી. અત્યારે તે ખરેખર વધારે સુંદર લાગતો હતો. તે થોડી વાર માટે ડગી પણ ખરી. તેની નસેનસમાં ન છિપાવી શકાય તેવી તૃષા વહેવા લાગી. તેને ભેટવા માટે તે અધીરી બની રહી. તે એક પછી એક વધારે ને વધારે બળવાળા આંચકા અનુભવવા લાગી. પણ તે અત્યંત શાંતિથી અડગ ઊભી રહી: મનમાં ને મનમાં તે દૃઢાગ્રહથી બોલી રહી: 'આજે હવે હું સ્ત્રી નથી. હું માતા છું!'

'બોલ, અરુણલેખા! તારું પંડિત-પરનું વૈર ને મારો પંડિત પરનો ધિક્કાર: બન્ને તૃપ્તિ પામશે. બોલ, તું શું કહે છે? મને—જમીનદારને તું શો જવાબ આપે છે? મારી થઈને રહીશ કે? બોલ, તું શું કહે છે? હા કે ના?'

અરુણલેખાએ પોતાનું આખું શરીર ઊંચું કરીને અત્યંત દૃઢતાથી જવાબ વાળ્યો: 'ના.'

'ચોક્કસ?' નયનપાલ ચેતવણી આપતો હોય તેમ બોલ્યો.

એટલી જ દૃઢતાથી જવાબ મળ્યો: 'હા; ચોક્કસ.'

'હું જમીનદાર છું!'

'હશે. હું વધારે સમૃદ્ધિ આજે જ પામી છું!'

નયનપાલે એક તીરછી તિરસ્કારભરી દૃષ્ટિ ફેંકી: 'હું જાઉં છું!'

'ભલે!' અરુણલેખાએ બેદરકારીથી કહ્યું.

અભિમાન અને વેગમાં તે ચાલ્યો ગયો. અરુણુલેખાએ છુટકારાનો એક દમ ખેંચ્યો. તેણે પુત્રની ખાતર આજે નયનપાલના સ્નેહને હોમી દીધો હતો. તે વધારે પવિત્ર બની ઉમાનાથને મળવા દોડી. તેણે પાગલની માફક જોસથી અંદરના ખંડનું બારણું ધકકેલ્યું. પણ તે અંદરનું દૃશ્ય જોઇને હતી ત્યાં જ ચોંટી ગઈ. ખંડ તદ્દન ખાલી હતો, અને ખંડની પાછળની ખુલ્લી બારીમાંથી બે દૃઢ નયનો તેના તરફ તાકીતાકીને જોઇ રહ્યાં હતાં. અરુણુલેખા એકદમ બે ડગલાં પાછી હટી ગઈ. જે માણસને તેણે આખી જિંદગી-ભર ધિકકાર્યો હતો, તે જ માણસ—પંડિત ચિંતામણિ પેલી ખુલ્લી બારીમાંથી તેની સામે તાકીને જોઈ રહ્યો હતો. તે પાછળના વરંડા પર ચડી બારીમાં આવ્યો હતો. અરુણુલેખા પાછી હટે તે પહેલાં તેણે દૃઢ આજ્ઞાવાહી અવાજે કહ્યું. 'અરુણુલેખા! ઉમાનાથ ક્યાં છે?''

'ઉમાનાથ?' અરુણુલેખા બોલતાં અચકાણી: 'મને ખબર નથી, અહીં નથી.'

'અહીં નથી?' પંડિતે તીવ્ર સ્વરથી કહ્યું: અને અરુણુલેખાએ પ્રયત્ન કર્યાં છતાં તેની આંખના અગ્નિ સામે તે જોઈ શકી નહિ. 'ત્યારે ક્યાં છે? તેં શો નિશ્ચય કર્યો છે? બોલ.'

'હું તને ધિક્કારું છું!' અરુણુલેખાએ કહ્યું.

'અને મને પણ તારા પ્રત્યે ઓછો ધિક્કાર નથી,' પંડિતે જવાબ વાળ્યો: 'પણ સાંભળ. જો, જમીનદાર મૃત્યુ પામ્યો છે; અને તેથી નયનપાલ હવે જમીનદાર થશે. તારે

એની મોંઘી રાણી બનવું હોય તો બસ જા, હું તારું કલંક છુપાવીશ.'

'તું મારું કલંક છુપાવે એ કરતાં એ કલંકને પવિત્ર ગણી પૂજે એવો નિર્મળ પ્રેમ મને મળી ગયો છેઃ એ પ્રેમ મને તારશે. મારી અધમતા એ પ્રેમના સ્પર્શથી ચાલી જશે. મારે હવે કોઇની દરકાર નથી—' અરુણલેખાએ શ્રદ્ધાથી —હિમ્મતથી કહ્યું.

પંડિતનું મોં વીલું પડી ગયું: તે તરત નીચે ઊતરી ગયો. પણ જતાં જતાં બોલી ગયો: 'તારી હઠીલાઈ તને સુખથી દૂર ખેંચી જાય છે!'

'હશે, ભલે તેમ થાય,' અરુણલેખાએ બેદરકારીથી કહ્યું. અને તે પણ ઉમાનાથને શોધવા માટે ખંડ છોડી ગઇ.

અંદરના ખંડમાં ધકેલાયા પછી ઉમાનાથ અંદર ગયો, પણ તેને સર્વત્ર વિશ્વાસઘાતની ગંધ આવવા લાગી: તેને લાગ્યું કે પોતાના પિતા પંડિત સામે દ્વેષ ધરાવનાર પ્રતિ-પક્ષીના પંજામાં પોતે સપડાઇ ગયો છે. તેણે કોઇ ઉપાયે નાસી છૂટવાનો નિશ્ચય કર્યો. પાછલી બારીને ધક્કો માર્યો તો તે ખૂલી ગઈ. પાછળ વંડો હતો ને તેમાં થઇને એક કેડી રાજમાર્ગ પર ચાલી જતી હતી. તે એકદમ નીચે કૂદ્યો ને પાછો રાજમાર્ગ પર થઇ દરબારગઢમાં પહોંચી ગયો. ત્યાં તેને ખબર પડી કે જમીનદાર માંદા હતા તે મરણ પામ્યા છે અને પંડિત દરબારગઢ છોડી નીકળી ચૂક્યા છે. તેણે પંડિતની શોધ રાત્રિના દશ બજ્યા સુધી ચલાવી. કાંઈ પત્તો લાગ્યો નહિ. ઉતારે ગયો, તો ત્યાં નરસિંહ

મળે નહિ. ઉમાનાથ એકલો ત્વરાથી ચારે તરફ ફરી શોધ કરવા લાગ્યો. તમસા નદીના પુલ પર થઈ પોતાના ગામ પર જતો રસ્તે ઘણે દૂર સુધી જોઇ આવ્યો. પણ નરસિંહ કે પંડિત કોઈ મળ્યું નહિ. અંતે થાકી ઉતારા તરફ પાછો વળ્યો. તે પસાર થતો હતો તેટલામાં એક અંધારી જગ્યાએ —જમીનમાંથી નીકળ્યો હોય તેવા એક માણસે તેના ખભા પર હાથ મૂક્યો. ઉમાનાથે ભડકીને પાછળ જોયું. પુરુષના વેષમાં અરુણુલેખા પોતે જ ઊભી હતી.

'તમારું નામ પંડિત ઉમાનાથ?' તેણે પૂછ્યું.

પંડિત ભડક્યો: 'હા!'

તેણે નાક પર આંગળી મૂકી તેને ચૂપ રહેવા કહ્યું અને પોતાની પાછળ ચાલવા નિશાની કરી.

અરુણુલેખા આગળ ને ઉમાનાથ પાછળ એમ તેઓ આગળ વધ્યાં. એક અંધારા માર્ગે થઈ તેઓ કોઈ અજાણી જગ્યા પર પહોંચ્યાં. ઉમાનાથે આસપાસ દષ્ટિ કરી: જગ્યા તદ્દન એકાંત, નિર્જન અને ભયંકર હતી. તે બન્ને એક વૃક્ષને અઢેલીને શાંત ઊભાં.

થોડી વારમાં ત્યાં માણસો આવવા લાગ્યાં. પહેલાં એક જુવાન આવ્યો, પછી બીજા બેચાર આવ્યા. તેની પાછળ પણ કેટલાક માણસો આવતાં દેખાયાં. થોડી વારમાં તો ત્યાં રોશની પ્રગટી, ને એક નાની સરખી સભા ભરાઈ ગઈ. ઉમાનાથે ભયથી, અવિશ્વાસથી ચારે તરફ દષ્ટિ ફેરવી. તે ધ્રૂજી ઊઠ્યો. પોતે સ્મશાનમાં ઊભો હતો અને તાજી બળતી ચિતાઓની ભસ્મના ઢગ હજી જાગતા હતા!

અરુણલેખાએ તેને શાંત રહેવા સૂચના કરી. ધડકતે હૃદયે તે છાનો ઊભો રહ્યો. થોડી વારમાં એક પ્રૌઢ માણસે પ્રવેશ કર્યો. તેની પાછળ પાછળ અસહાય હોય તેવા બે-ચાર જુવાનો આવતા દેખાયા. ઉમાનાથે પોતાની આંગળી કરડી જોઇ. તેને ખાતરી થઇ કે પોતે ઊંઘમાં નથી અને જુએ છે તે સ્વપ્ન નથી. તેની સામે છેલ્લો પ્રવેશ કરનાર પ્રૌઢ માણસ ઊભો હતો: પોતાનો પિતા પંડિત ચિંતામણિ!

'આ બધા કોણ છે? શું કરે છે?' તેણે ભયમાં—શંકામાં અરુણલેખાને પૂછ્યું.

'હમણાં જ તું જોશે.'

સભા ગોઠવાતી લાગી. પંડિત પ્રમુખસ્થાને વિરાજ્યો હતો. થોડી વારમાં બધે શાંતિ થઇ ગઇ. પંડિતે ઊભા થઇને બોલવાનું શરૂ કર્યું હતું: 'ભાઇઓ! આપણી વિદ્યાના પ્રચાર માટે આપણે ઘણાં વર્ષથી પ્રયત્ન કરીએ છીએ. આજે તેનાં ફળ સ્પષ્ટ દેખાય છે.

'મારી સાથે આવેલા આ ચાર જુવાનો તરફ જુઓ. તેઓ 'ગુપ્તવિદ્યા'ના અભ્યાસી બનવા આવ્યા છે. આ અભ્યાસની શરૂઆતમાં કેટલુંક જેને સાધારણ લોકો 'નીતિ' કહે છે તેનાથી વિરુદ્ધ આવે છે. પરંતુ, જેમ ખરા 'સાયન્ટીસ્ટ'ને મન તેની વિદ્યાની શોધ માટે લેવાતા દરેક ભોગ પવિત્ર છે. તેમ આ વિદ્યાનાં ખરાં મૂળતત્ત્વો શોધવા માટે કહેવાતાં નૈતિક બંધનો તૂટે તે અનિવાર્ય હોઇ, નિર્દોષ છે!'

'હેં! આ કોણ બોલે છે? પંડિત?...' ઉમાનાથ ધ્રૂજ્યો. પણ અરુણલેખાએ તેનો હાથ દાબ્યો.

'મેં પોતે આજે જે વિજય મેળવ્યો છે—' તેણે ગર્વથી ચારે તરફ દૃષ્ટિ ફેરવી. તેની આંખમાંથી આગના અંગારા ઝરતા હતા. જ્યાં દૃષ્ટિ કરે ત્યાં જે કાંઈ હોય તેને પોતા તરફ આકર્ષે એવી વિદ્યુત તેમાંથી પ્રગટી રહી હતી. ઉમાનાથ ખેંચાતો હોય તેમ તેનો પગ પણ આગળ ઊપડવા માંડ્યો—'તે પણ આપણી વિદ્યાની પ્રગતિ માટે એકાદ ભોગ લઈને.' પંડિતનું ભાષણ આટલે આવ્યું, ત્યાં તો જેમ આકાશમાંથી વીજળી પડે તેમ અરુણલેખા કૂદીને સભાની મધ્યમાં ઊભી રહી. આખી સભા ઘડી ભર થંભી ગઈ.

'આજે તેં જે વિજય મેળવ્યો છે તે એક સ્ત્રીની પવિત્રતાને ભોગે છે, એ તને ખબર છે નાં?' અરુણલેખાએ જોસથી—રોષથી કહ્યું.

પંડિતે અરુણલેખા તરફ એકીટશે થોડી વાર જોયા કર્યું. તેની આંખ વધારે ને વધારે તેજસ્વી થવા લાગી. તે દૃઢતાથી બોલ્યો: 'હા, સાધારણ સ્ત્રી! ગુપ્તવિદ્યાના અભ્યાસ માટે—એ વિદ્યાનું બળ જાણવા માટે, મેં તને પહેલાં આકર્ષી હતી. એ વિદ્યાની પ્રગતિ માટે તારો ભોગ આવશ્યક હતો. પરંતુ ત્યાર પછી તને સુખી કરવા, તને તારી સ્થિતિ કરતાં વધારે સમૃદ્ધિમાન જગ્યા પર બેસારવા મેં પ્રયત્ન નથી કર્યો?'

અરુણલેખા પંડિતને છોડી સભા તરફ વળી: 'ભાઈઓ! હું ગત જમીનદારની રાણી પાસે દાસીરૂપે આવી હતી. પંડિત એ વખતે ત્યાં જ્યોતિષજ્ઞ તરીકે આવતો.

તેણે મને તમારી આ વિદ્યાના પ્રતાપે આકર્ષી: મારી પવિત્રતાનો ભોગ લીધો: તેનાથી થયેલું મારું સંતાન તેણે પડાવી લીધું, અને પછી મને જમીનદારના પુત્ર નયનપાલ સાથે પરણાવી દેવાની પણ પેરવી કરી. નયનપાલ તો મને ચાહે છે અને હું તેને પરણત. પણ આજે મને મારો પુત્ર પાછો મળ્યો છે.' તે અત્યંત જોશથી પંડિત તરફ પાછી ફરી: 'પંડિત ચિંતામણિ!' તેના અવાજના પડઘાથી આખો નિર્જન પ્રદેશ ગાજી ઊઠ્યો: 'મને તારી વિદ્યાની માહિતી નથી. પણ હું તને ખુલ્લું આહ્વાન કરું છું. જો પેલા વૃક્ષ નીચે ઉમાનાથ ઊભો છે. હું નિરવધિ પ્રેમથી તેને ચાહું છું, અને તારી બધી આકર્ષક શક્તિ સામે ઊભી રહું છું, ચાલ તૈયાર થઈ જા.'

એક ઘડીમાં પંડિતની આંખ અગ્નિના જેવા તીવ્ર તેજથી છવાઈ ગઈ. તેમાંથી તણખા ખરવા લાગ્યા. પેલા ચાર જુવાનો આવ્યા હતા, તે તો પંડિતના તરફ ખેંચાતા ગયા! સભા સ્તબ્ધ બની ગઈ. પેલું વૃક્ષ—જ્યાં ઉમાનાથ ઊભો હતો તેની સામે પંડિત જોઈ રહ્યો હતો!

બીજી એક પળમાં ઉમાનાથ— અસહાય બનીને—પંડિત તરફ ખેંચાતો આવતો હતો: તેના મોં પરથી નૂર ઊડી ગયું હતું. તેની આંખ ખુલ્લી અને શૂન્ય હતી તે પંડિતના તરફ અનિચ્છાએ આગળ વધતો હતો.

હવે અરુણલેખા આગળ વધી. માતાના નિરવધિ પ્રેમથી તેણે ઉમાનાથનો હાથ સાહ્યો; સભાજનોના આશ્ચર્ય વચ્ચે તે પણ સાથે જ ઘસડાવા લાગી. પણ થોડે દૂર ઘસ-

ડાઇને તેણે એક વખત ઉમાનાથનું માથું અત્યંત પ્યારથી પોતાની છાતી સાથે દબાવ્યું: વર્ષોનાં વર્ષો સુધી સંઘરી રાખેલા વાત્સલ્યના પ્રભાવે તેની પ્રફુલ્લ છાતીમાંથી દૂધ ઝરવા માંડયું. તેણે નિરવધિ પ્રેમથી ઉમાનાથને ફરી ફરી પોતાના તરફ ખેંચ્યો. તેના ગાલ પર એક મધુર ચુંબન લીધું: ને હૃદય ફાટી જાય તેવા સ્વરે બોલી: બેટા! ઉમાનાથ! હું તારી મા છું. તું મારો પુત્ર છે. હું તને નિરવધિ પ્રેમથી ચાહું છું.'

આ શબ્દોનો પ્રત્યુત્તર ન આવ્યો, પણ ઉમાનાથની આંખમાંથી અનાથતાનાં આંસુ ખરવા લાગ્યાં.

અને તે જ વખતે પંડિતના મોં પર ફિક્કાશ દેખાવા લાગી. તેનું તેજ ઝાંખું પડતું લાગ્યું. અગ્નિ જેવી તીવ્રતા ચાલી ગઈ ને ઉમાનાથ—મા અને દીકરો—એક બીજાને ભેટીને ચાલ્યાં આવતાં હતાં. તેઓ જ્યારે તેનાથી થોડે દૂર રહ્યાં, ત્યારે તેણે અસહાય બનીને શૂન્ય આકાશમાં હાથ ઊંચો કર્યો. અચાનક એક ધબકારો થયો અને પંડિતનું શરીર જોસથી નીચે જઈ પડયું!

૧૯૨૬

# એકવીસમી સદીનું પ્રભાત : બે દશ્યો

૧

એલિસબ્રિજ ટાઉનના એક સુંદર મકાનમાં, રાત્રિના લગભગ બાર વાગે, ત્રણ ગૃહસ્થો બેસીને વાતચીત કરી રહ્યા હતાઃ ત્રણમાંથી એક પ્રૌઢ વયનો કાંઇક ગંભીર લાગતો પુરુષ હતોઃ જ્યારે બે લગભગ સરખી વયના ઊછરતા જુવાનિયા હતા.

‘બાપુજી! વાંચ્યું કે?’ એમાંના એકે કહ્યું.

પ્રૌઢ માણસે કાંઇંક ખિન્નતાથી ઉત્તર વાળ્યોઃ ‘હા! હવે રહીસહી છેલ્લી સંસ્કૃતિ વિનાશ પામી ગઇ.’

બન્ને જુવાન એકબીજા સામે જોઇ હસ્યા. પ્રૌઢ પુરુષે તે જોયું. પણ ન જોયું કરીને બોલ્યાઃ

‘એવું છે, રામભાઈ! આજે તમને, આ ધારાથી, ભારે આનંદ થાય છે. એનું પરિણામ જોશો ત્યારે ખિન્ન થશો.’

‘પણ, બાપુજી! તમને એમ લાગતું નથી કે, ચોકેળ-

વણી માટે એ પગલું અત્યંત આવશ્યક હતું: આપણે સ્ત્રીઓને ચૂલામાં ને ચૂલામાં જ રાખવા માગીએ છીએ, એ વાત ક્યાં સુધી નભે ?'

વૃદ્ધે એક નિઃશ્વાસ મૂક્યો: કાંઈ ઉત્તર આપ્યો નહિ, પણ તે જુવાનના જવાબથી અસંતોષ પામ્યો હતો.

'રિપોર્ટ બીજું શું કહે છે ?'

'બીજું કાંઈ જ નહિ: લગ્નને કરારરૂપે એક વરસની અજમાયશ તરીકે, ગમે તે જ્ઞાતિનાં અવિવાહિત સ્ત્રીપુરુષ વાપરી શકે: માત્ર એવી અજમાયશ લેનાર તરુણ સ્ત્રીપુરુષે સંતતિનિયમનનો સિદ્ધાંત બરાબર જાળવવો જ જોઈએ: કોઈ સારા, 'સર્ટીફાઈડ' ડૉકટરની મદદથી એ નિયમ જાળવી શકવાની ખાતરી આપવી જોઈએ, બીજું, જે જે કુટુંબમાં, સ્ત્રીપુરુષ લગ્નવિધિથી જોડાય તેમણે તરત જ જુદું રહેવું જોઈએ; અને ત્રીજું, કોઈ પણ સ્ત્રી અરજી આપીને, રસોઈકામમાંથી પોતાને મુક્ત કરવાની ધણીને ફરજ પાડી શકે. એવા સુશિક્ષિત કુટુંબનાં તરુણ સ્ત્રીપુરુષ 'ગવર્નમેન્ટ સર્ટીફાઈડ' હૉટેલમાં અમુક ભાડાથી રહીને ખાઈપી શકશે. આજે 'અમદાવાદી હૉટેલ'માં નવાં પચાસ કુટુંબો એ રીતે રહેવા આવ્યાં !'

'આપણું સત્યાનાશ જશે !' વૃદ્ધે પોકાર કર્યો.

'આપણે એક જ સપાટે ખૂબ પ્રગતિ કરી દીધી, એમ મને લાગે છે. એમાં આપણી સ્ત્રીઓનું કલ્યાણ જ છે: પુરુષોનું તો છે જ: સંયુક્ત કુટુંબની ઘરેડમાં હજારો

સ્ત્રીઓ આપઘાત કરી રહી હતી. એ બધી વાત એક જ સપાટે છિન્નભિન્ન થઈ જશે.'

'અને હું—'બીજો જુવાન જે અત્યાર સુધી ચૂપ હતો તે બોલ્યો. પ્રૌઢે તેની સામે શંકાથી જોયું:

'અને તું શું?—શંકરભાઈ!—'

શંકરભાઈ રામભાઈથી નાનો હતો. બન્ને ભાઈઓ પિતાને જૂના સિદ્ધાંતના માનીને મનમાં ને મનમાં ખૂબ ખિજાતા, તે આજે આ તક જોઈ પોતપોતાના વિચારો વેગથી દર્શાવી રહ્યા હતા.

'અને હું—' શંકર બોલ્યો: 'આજે જ એ ધારાનો લાભ લેવા માગું છું!'

'એટલે?—' પિતાએ અત્યંત દયાથી પોતાના પુત્ર તરફ જોયું. તેણે નજર ચુકાવી.

એ જ વખતે 'સાહેબજી! આપ છો નાં?—સારું થયું, નહિતર શોધવા પડત—' કરતાકને પોલીસ ઇન્સ-પેક્ટર ત્રંબકલાલ ને એક બીજા વકીલ જેવા જણાતા ગૃહસ્થે પ્રવેશ કર્યો.

'ઓ—હો—!' વૃદ્ધ ખિન્નતા ભૂલીને તેને આવકાર આપ્યો: 'તમે ક્યાંથી ત્રંબકલાલ?–કાંઇ કામે?'

'જી, હા, જુઓ,' કહીને ત્રંબકલાલે કેટલાક કાગળ કાઢ્યા: 'અરજદાર શંકર મનહરલાલ દીક્ષિત—એ કોણ?'

શંકર આગળ વધ્યો: 'હું પોતે!–'

બાપ આભો બનીને શું થાય છે એ જોઇ રહ્યો.

'તમે આ વકીલ હર્ષવદનનાં પુત્રી સુલક્ષણાને પર-ણ્યા છો, કાં?'

'હા.'

'સુલક્ષણાની અરજી છે કે, તે ચૂલાના કામમાંથી મુક્ત થવા માગે છે. અને 'અમદાવાદી હોટલ'માં રૂમ નં. ૧૩૧૭માં તેને અને તમારે માટે રહેવાની ગોઠવણ થઈ છે.' વૃદ્ધ પિતાએ, આશ્ચર્યથી શંકર તરફ જોયું. શંકરે પોતાની સ્ત્રી મારફત નવા ધારાનો લાભ સૌથી પહેલાં જ લીધો હતો તે હમણાં જ કહી ગયો, તે વાત તેના પિતાને ખૂંચી રહી !—

'બરાબર છે,' શંકરે હર્ષભેર જવાબ વાળ્યો.

'અને સાહેબ, આપ !–' પોલીસ ઈન્સપેક્ટર શંકરના પિતા તરફ ફર્યો: 'આપની મિલકતનું તમામ 'લીસ્ટ' આજે જ રજૂ કરો. આપ જૂના મતના હો, ને તેથી તમારા મતથી વિરુદ્ધ ચાલનારને મિલકતમાંથી બાતલ કરો કે બીજી રીતે મિલકતનો વિનાશ કરો, તે કાયદેસર રીતે અટકાવી શકાય છે.'

દીક્ષિત મૂઢ બનીને સાંભળી રહ્યા: 'શંકર !' તે ગળ-ગળા થઈને બોલ્યા: 'આંહી આપણે સૌ સાથે શું ખોટા હતા, બેટા ! તું મને પાળતો, હું તને જાળવતો: તારી વહુ પણ સારાં હતાં. આવું ન કર્યું હોત તો ?'

'પ્રગતિ અને વિકાસ, પિતાજી ! અટકાવી શકાતાં નથી !' શંકરે બેદરકાર ઉત્તર વાળ્યો.

દીક્ષિતે બીજા પુત્ર તરફ જોયું: 'બેટા ! તું ?'

'હું ?—' રામભાઈએ ઉત્તર વાળ્યો: 'હું પછાત કેમ રહી શકું ?— મેં 'અમદાવાદી હોટેલ'માં તમારા નામ પર, અમુક રકમ જમા મૂકી છે. તમે સુખેથી રૂમ નં.

૧૩માં રહેજો ને ખાજોપીજો. બાકી, હું ધારું છું કે, હવે વધારે વખત ઘરઆંગણે ચૂલા રાખી હું પછાત વર્ગમાં ખપવા માગતો નથી. દુનિયા ખૂબ આગળ વધી છે ને હું ઘણો પાછળ છું. મારે ઝડપથી તેને પકડી પાડવી રહી. ચા–લો, સાહેબજી !'

'અરે ! રામ ! ભાઈ—'

'અમદાવાદી હોટેલ. રૂમ નં. ૧૩. તમે ત્યાં જાઓ. બધી સગવડ મળશે.'

'અને તું—'

'હું ત્યાં જ રૂમ નં. ૧૫૩માં છું.'

'અરેરે ! આ ઘર ?'

'આ ઘર વેચીને સારું ફર્નીચર મંગાવવાની ગોઠવણ પણ થઈ ગઈ છે !'

'હેં !—'

'એ તો એમ જ થાય, પિતાજી ! જૂનો જમાનો નવાને ન જ ઓળખી શકે. ચાલો—હું જાઉં : મારી રાહ જોવાતી હશે. આપણે ઘણીવાર સાંજે તો મળવાના જ હોં કે ?—હં—હલો—સાહેબજી !'

*

## ૨

એલિસબ્રિજ પાસે આવેલી ગંજાવર 'અમદાવાદી હોટેલ'ના નવમા મજલા પર, સત્તાવીશમા રૂમમાં, બે-ત્રણ જુવાન માણસો ભેગા થયા હતા. એ રૂમના હમેશના રહેવાશી હિરણ્યકુમારના લગ્નોત્સવની તિથિ હોવાથી, આ

મિત્રો આજે વિનોદ કરવા આવ્યા હતા. રૂમની બરાબર વચ્ચોવચ્ચ એક ગોળ ટેબલ હતું, અને તેની આસપાસ ગોઠવાઇને એક સ્ત્રી અને ચાર જુવાન માણસો બેઠાં હતાં. પાસે એક ખૂણામાં બીજા ટેબલ પર વીજળીના ચાર દીવા બળી રહ્યા હતા: ઉપરથી પંખાનો ધીમો અવાજ પણ આવતો હતો: અને સામેની ભીંતમાં ગોઠવેલા વીજળીના યંત્રના પ્રતાપથી, આખી રૂમ હૂંફભરેલી લાગતી હતી.

બહાર માત્ર ત્રણ પ્રકારના અવાજો આવતા હતા: મોટરના, મોટરસાઇકલના અને ગગનમાં ચાંદનીમાં ખેલવા નીકળેલાં કેટલાંક વિમાનના.

'આજે તમારા લગ્નને એક વર્ષ પૂરું થાય છે? . . .' એક જુવાન જેણે અમેરીકન ટાઇપના કોટપાટલૂન ને હેટ ચડાવ્યાં હતાં, તેણે પેલી સ્ત્રી સામે જોઇને પૂછ્યું.

સ્ત્રીએ જવાબ આપ્યો: 'હા!'

'અને પરિણામ?'

બધાએ આતુરતાથી સ્ત્રી સામે જોયું: તેણે પોતાની ડોક એક તરફ જરા નમાવી, થોડું હસી ને પછી ઉત્તર વાળ્યો:

'મને લાગે છે, ડૉકટર! કે તમારી મદદની જરૂર પડશે. હિરણ્યકુમારનો સ્વભાવ મને અનુકૂળ નહિ પડે.'

ડૉકટર રોફથી હિરણ્યકુમાર સામે જોઈ રહ્યો: હિરણ્યકુમારે તેની નજર ચુકાવી.

'સુવર્ણા! તેં બરાબર વિચાર કર્યો છે?—' હિરણ્યકુમારે સુવર્ણા તરફ ફરીને કહ્યું.

'હા,' સ્ત્રીએ ટૂંકો પણ દૃઢ જવાબ વાળ્યો.

'સુવર્ણા ! બરાબર વિચાર કરજે હો, બહેન !–'

'તમારા કરતાં હું મારું હિત વધારે સમજું છું, ભાઇ !' સુવર્ણાએ પોતાના ભાઇને પ્રત્યુત્તર વાળ્યો.

'બસ, ત્યારે પત્યું. એ આગ્રહનો વિષય જ ન હોઇ શકે,' ડૉકટરે પોતાના ખીસામાંથી ઘડિયાળ કાઢી તેમાં જોતાં જોતાં કહ્યું: 'નવ ને પાંત્રીશ' !

'હેં ! ચાલ ત્યારે, સુવર્ણાબહેન, તું આવે છે કે ?'

'હાસ્તો !–'

સુવર્ણા બેઠી થઇ. તેના ભાઇએ હિરણ્યકુમાર સાથે હસ્તધૂનન કરી લીધું અને ડૉકટર પણ હાથ મિલાવીને ચાલતા થવાની તૈયારીમાં હતા, તેટલામાં અચાનક સાંભર્યું હોય તેમ તેણે પોતાના પાટલૂનના ખીસામાં હાથ નાંખ્યો, એક કાગળ ખેંચી કાઢયો, ને તે ટેબલ પર હિરણ્યકુમાર સામે ધર્યો.

'આ આપનો કરારલેખ, સાહેબ !'

'ઓહ !'

'અને—' ડૉકટરે બીજા ખીસામાં હાથ નાંખ્યો, 'આ આપનું બિલ, સાહેબ !

'યે–સ–કેટલું છે ?–શાનું છે ?'

'કેટલું છે તે કહું ને શાનું છે તે આપ જાણો છો: પંદરસો સાઠ, તેર આના, નવ પાઇ, સાહેબ !'

'બરાબર, સારું—' હિરણ્યકુમાર ખુરશી પરથી બેઠા થઇ, સૌની સાથે ચાલ્યો.

'અને—' ડૉકટરે પાછા ફરતાં કહ્યું: 'છેલ્લી પરીક્ષાનું બિલ—હવે આવશે.'

'છેલ્લી પરીક્ષા ?—'

ડોકટરે પાટલૂનનાં બન્ને ખીસાંમાં હાથ નાખ્યા, બૂટના આગલા ભાગ પર ઊભા રહી શરીર લંબાવ્યું, ને ભાષણકર્તાની ઢબે બોલ્યા:

'આપ જાણો છો, સાહેબ !—કે આવા વાર્ષિક કરારથી થયેલાં લગ્નને, કાયદા પ્રમાણે, હમેશાં સંતતિ-નિયમનની દવા લેવાની હોય છે કે જેથી, વરસને અંતે, એક બીજાને અનુકૂળ ન પડે, ને આપ છૂટા થાઓ છો તેમ છૂટા થાય તો તેમનાં સંતાનોની કોઈ જાતની ચિંતા—અનાથાશ્રમ, સરકાર કે સમાજ કોઈ પર ન રહે. તે પ્રમાણે હું હમેશાં એક વર્ષ સુધી સુવર્ણાને તપાસી ગયો છું, તે આપને વિદિત છે. કેમ સુવર્ણા ?'

સુવર્ણાએ હસતાં ડોકું ધુણાવ્યું.

'જે તપાસને પરિણામે આજે તમે બન્ને નચિંત છૂટાં થઈ શકો છો.'

'બરાબર, એનું આ બિલ તમે આપ્યું તે ?'

'જી, હા.'

'પછી—બીજા બિલની શી વાત છે ? છેલ્લી પરીક્ષા—'

'એવું છે, સાહેબ, કે સુવર્ણાને છેલ્લી વખત તપાસી લેવી પડશે, ત્યારપછી જ તે બીજા વાર્ષિક લગ્નકરારમાં જોડાઈ શકશે.'

'ઓહ !—'

ત્રણે જણા ચાલતાં થયાં. હિરણ્યકુમાર બારણા પાસે જ ઊભો.

'સાહેબજી !

'જી, હા. સાહેબજી !'

'સુવર્ણા આવજો !'

'હા, આવજો !'

છેલ્લા શબ્દની પાછળ બારણું બિડાયું ને હિરણ્યકુમાર, ઉતાવળે ઉતાવળે ટેબલ પાસે પહોંચ્યો. બિલ જોવા માંડ્યો, 'પંદરસો સાઠ, તેર આના, નવ પાઇ—ઘણું કહેવાય: ચાલો પત્યું.' કરીને, તે ખાટલા પર પડવાની તૈયારી કરવા લાગ્યો. તેટલામાં જ તેના બારણા પર ટકોરા પડ્યા.

હિરણ્યકુમાર સફાળો બેઠો થયો. પાછા ફર્યા કે શું એવી કુતૂહલવૃત્તિથી તેણે ઉતાવળે બારણું ખોલ્યું. સામે ત્રેવીસ—ચોવીસ વર્ષની એક સ્ત્રી ઊભેલી માલૂમ પડી.

'સુવર્ણાબહેન આવ્યાં છે કે ?—'

'ના, એ તો ગયાં.'

'કેમ ?'

'તેમને સ્વભાવ અનુકૂળ ન આવ્યો.'

'એમ ?—

'તમે કોણ ?'

'હું લક્ષ્મી. સુવર્ણાની નાની બહેન છું.'

'હા, હા. તમે તો મુકુંદરાય સાથે લગ્નવિધિથી જોડાયેલાં હતાં કાં ?'

'હા; પણ આજે જ અમારો કરાર પૂરો થયો છે. એમનો સ્વભાવ ઉગ્ર છે. અને ઉગ્ર સ્વભાવ એટલે રોગ.'

'બરાબર છે.'

'તમને સુવર્ણા સાથે કેમ ન ફાવ્યું?'

'મને એનો સ્વભાવ બહુ ઠંડો લાગ્યો. મને જરા ઉગ્ર પ્રકૃતિ પર મોહ છે.'

'એમ ત્યારે તો હું ઉગ્ર પ્રકૃતિ . . .'

'તમને ફાવે તો—'

'મને વાંધો નથી, તમે બીજે વચનથી બંધાયા ન હો તો.'

'ના, ના—' હિરણ્યકુમારે ટોકરી પર જ હાથ લગાવ્યો.

'હલો, કોણ?—રામો?

'હા.'

'ડૉક્ટરસાહેબ દરવાજેથી નીકળી ગયા કે?'

'જી, ના.'

'જરા નીકળે તો પાછા મોકલજે.'

'કેમ?' લક્ષ્મીએ પૂછ્યું.

'તમારે શરીરની છેલ્લી તપાસ કરાવવી પડશે નાં? . .'

'હા. હા.'

૧૯૨૬

# દોસ્તી

મોડી સાંજે જ્યારે આકાશના ગુલાબી, કેસરી, અને મોંઘા વાદળી રંગો સાબરમતીનાં પાણીમાં પોતાનાં મોં જોઈને પાછા ફરી જાય છે, અને ધૂસરવાળી ભૂરી હવામાં મિલના ધુમાડા મળી જાય છે, ત્યારે ઠંડી બનતી રાત્રિમાં અને ઠંડી ઠંડી લાગતી રેતીના વિશાળ પટમાં, ત્રણ મિત્રો હમેશાં પાસે પાસે બેસી પોતાનાં સુખદુઃખની, આનંદની અને આવતી કાલની આશાની વાતો કરે છે.

તેમની વાતો ભાગ્યે જ સાંભળી શકાય તેવા શબ્દોમાં હોય છે. મોં સૂજતું બંધ થાય તોપણ અંધારપછેડો ઓઢેલી, સોડિયું વાળેલી શિયાળાની ઠંડી રાત્રિમાં, તેમની મૂંગી વાતો ઘણા વખત સુધી ચાલ્યા કરે છે.

એ ત્રણ મિત્રોને એમ બેસીને વાતો કરતાં, ઘણી વખત ઘણાએ જોયેલા, પણ તેમની મૂંગી વાતોમાં મૂંગી લાગણીઓ છે એમ કોઈ વખત કોઈને પણ લાગેલું નહિ.

આ ત્રણ મિત્રોમાં એક તો, ગામના અસંખ્ય કૂતરાઓના હુમલાથી થાકી જઈ વાનપ્રસ્થ બનેલો ટીપુ નામે

કૂતરો હતો. તે સવારમાં પાંચ વાગ્યામાં ઊઠવાની ટેવવાળો હોવાથી સાંજ પડ્યે સૌથી પહેલો આવીને રેતીના મેદાનમાં અમુક ચોક્કસ જગ્યાએ બેસી જતો. એ જગ્યાની પસંદગી ઘણુંખરું તે ભદ્ર અને ખાનપુરની વચ્ચેના કોઈ સારા જેવા રેતીના પટમાં કરતો. આજે કઈ જગ્યા પસંદ કરવી તેનું ધોરણ ઘણુંખરું ટીપુ પાસે જ રહેતું અને એના એ હક્કમાં તેના બે મિત્રો ક્યારેય વાંધો ઉઠાવતા નહિ.

બીજા બે મિત્રોમાં એક પેન્શનખાતું કુંભારનું લંગડું ગધેડું હતું. તેનું નામ ગોટી હતું. છેલ્લાં પાંચ વર્ષ થયાં તે પેન્શન પર હતું, અને ટીપુ સાથે તેણે મૈત્રી સાધી તે પહેલાં પણ સાબરમતીના વિશાળ પટમાં, ઝાંખા ઉજાસ-વાળી રાત્રિમાં તે એકલું જ ફર્યા કરતું. તેને બહુ વહેલા ઊઠવાની ટેવ ન હતી એટલે તે સૌથી મોડું સૂતું. ત્રીજા મિત્રને આ બે મિત્રના જેવી સ્વતંત્રતા ન હતી : કારણ કે તે સશક્ત અને કાંઈક તેજસ્વી હતો. ઘણુંખરું તે સાંજે ચોરીછૂપીથી આંહી આવી જતો અને સવારમાં માણસનો અવરજવર થાય તે પહેલાં ચાલી નીકળતો. એ કોઈ બેદરકાર ગાડીવાળા શેઠનો જુવાન પાડો હતો. એનું નામ રાણો હતું. તે ઘણો આળસુ, શોખીન, ગમતી અને તોફાની હતો. સાંજ પડે એટલે હમેશાં પોતાનું જાડું માથું ધુણાવતો આ મિત્રોને મળવાને માટે એક કે બીજે રસ્તેથી તે આવતો હોય.

એ ત્રણ મિત્રો ખરેખર સુખી હતા. ટીપુ અને રાણો હમેશાં લડતા અને ભાર ઉપાડી ઉપાડીને ડાહ્યો થયેલો ગોટી તેમના પ્રત્યે જાણે શિખામણના શબ્દો બોલતો હોય

તેમ મૂંગો મૂંગો જોયા કરતો. ટીપુ રાણાનું પૂંછડું ખેંચતો અને રાણો ટીપુને પોતાને હજી તો ઊગતાં આવતાં શીંગડાથી ખોટી શિક્ષા કરતો! ગોટી ચુપચુપ ઊભો ઊભો એ જોયા કરતો અને જ્યારે પેલા બન્ને જુવાનિયા થાકી જઇને નીચા બેસતા ત્યારે તેમની સોડમાં લપાઇને હૂંફ લેવા માટે તે પણ છાનોમાનો બેસી જતો.

એ ત્રણે મિત્રો એ પ્રમાણે એક દિવસ બેઠા હતા, ત્યાં એક ગરીબ માણસ આવ્યો.

ત્રણે જણાએ નવા આવનાર પ્રત્યે બેદરકારીથી જોયું. આવનારમાં બધા દોષ હતા: નબળું ને કદરૂપ શરીર હતું: રોગથી તે વધારે કુરૂપ લાગતું હતું. માથામાં ઊંદરી હતી. ને પગે ખરજવું હતું. પણ આટલા અંધારામાં આ ત્રણ જણને જ ત્યાં બેઠેલા જોઇ તે પણ તેમનાથી બહુ દૂર નહિ પણ પોતાનું માન સચવાય તેટલે છેટે બેઠો.

તેણે એક કાણું ઠીબડું કાઢ્યું. ઘણા સ્વાદ મળવાથી બેસ્વાદ થયેલો ખોરાક તેણે કાઢ્યો. ધરાઇને સંતોષથી તેણે તે ખાધો, અને પછી પાણી પીને પેલા મિત્રો પાસે થોડે દૂર રેતીમાં સૂતો.

ત્રણ જણાનો આ નવો મિત્ર બન્યો. પછી તો એ મંડળ હમેશાં સાંજે ત્યાં ભેગું થતું, ને ત્રણ મિત્રો સાથે પેલો નવો મિત્ર પણ વધારે ને વધારે ભળતો ગયો. ગમે તેમ પણ જ્યાં પોતાને છાના વિરોધથી, દંભભરેલા વિવેકથી, ખોટી શ્રેષ્ઠતાથી કે અધૂરા પ્રેમથી કોઈ ઠગતું નથી, ત્યાં મનુષ્યને એક જાતનો આનંદ આવે છે. જ્યારે આખું

ગામ નિરાંતે ઘોરતું હોય, અને સવારે એકબીજાનાં ગળાં વધારે તેજસ્વી જબાનથી કાપી શકાય માટે જ માણસો આરામ લેતાં હોય, ત્યારે આ મૂંગાં ચાર પ્રાણીઓ, બોલ્યા-ચાલ્યા વિના, માત્ર એકબીજાની પાસે બેઠા છે એટલા જ જ્ઞાનથી સંતોષ માનીને સુખમાં રાત્રિ ગાળતાં.

( ૨ )

ચાર પ્રાણીઓ! અને વાત તદ્દન જ સાચી હતી. કારણ કે પેલો માણસ પણ પ્રાણી જેવો જ હતો. એને માણસ કોણ લેખે? જ્ઞાનશૂન્ય હતો: જડ હતો: ભિખારી હતો: અને વધુમાં રોગી પણ હતો. એક માણસ આવી સ્થિતિમાં હોય પછી તેને સમાજમાં કાંઈ સ્થાન નથી. એ જાનવર નથી એટલા માટે માણસો ઘણી વખત એને નભાવે છે, પણ તેને માટે સારો રસ્તો તો પશુની સૃષ્ટિમાં નવા મિત્રો શોધવાનો જ છે. એટલે આ નવા પ્રાણીને, પોતાના ભાઈઓ સાથે ધીમે ધીમે ગોઠી ગયું. બેદરકારી અને ધિક્કારથી એના તરફ થોડાક ટુકડા-બુકડા માણસો ફેંકી દેતા: તે એ ખાઈ લેતો. ઈશ્વરે આપેલું સાબરમતીનું પાણી, ઠંડી મીઠી રેતીની બિછાત, ઉપર આકાશ અને નીચે ધરતી એ સ્થિતિમાં પણ આ ભિખારીદાસને એક પ્રકારનો આનંદ આવવા લાગ્યો. પેલો પાડો અને કૂતરો લડતા હશે, અને અકાલે વૃદ્ધ બનેલો ગધેડો એમને ઠપકો આપતો હશે, અને એ બધું પોતાને જોવા મળશે, એ વિચારથી ઘણી વખત આ ભિખારીને હવે ગામ-માંથી બહાર આવતાં જાણે ઘેર આવતો હોય તેવું લાગતું.

એટલે ઘર નહિ છતાં ઘરના જેવો આનંદ ભોગવવાની મીઠાશ એના જીવનમાં વણાટની માફક ગૂંથાવા લાગી.

અને અંતે જીવન પણ ઘણી વખત તો મીઠાશની જ પળોનું બનેલું છે નાં?

તેથી ન માની શકાય તેવો એક ફેરફાર તેના જીવનમાં થવા લાગ્યો. એ રાણાને અને ટીપુને લડતા જોતો ત્યારે હસ્યા જ કરતો. એને મોટેથી હસતો જોઇને ઘણી વખત તો ગોટી તેના તરફ ઠપકાભરી આંખે ઠાવકો બનીને જોઈ રહેતો. માણસને આટલો આનંદ કરતો જોઇ પોતે એના કરતાં વધારે ડાહ્યો છે, એમ પણ કદાચ એના મનમાં આવતું હોય. ઘણી વખત સારા ગંભીર માણસો એવી જ રીતે ઊગતી જુવાનીને જુએ છે.

ગમે તેમ પેલા માણસ માટે તો આ મજા ઠીક નીવડી. ટીપુ ઘણી વખત તો એને પણ છેડતો. અને એ બન્ને વચ્ચે પણ પકડદોડની હરીફાઈ જામતી. એનું શરીર ધીરે ધીરે સુધરતું ગયું.

પછી એને એક નવો બૂટ્ટો સૂઝયો. એ કેમ સૂઝયો, એ તો કોને ખબર? પણ આ ત્રણ જણા માટે કાંઈ ને કાંઈ લાવવાનું એને મન થવા લાગ્યું.

એક દિવસ તે સ્ટેશન તરફથી પાછો ફરતો હતો ત્યારે એક લારીવાળો ભાર ભરીને ચાલ્યો આવતો હતો. લારીમાં ભાર ઘણો હતો અને એ તથા એનું બૈરું બન્ને ખેંચતાં હતાં છતાં પાછળના ધક્કાની જરૂર વારંવાર લાગ્યા કરતી હતી.

ભિખારીદાસે આ જોયું અને પોતે તેમના કહ્યા વિના ધીમે ધીમે પાછળથી ધક્કો મારતો ગયો. આટલી મદદ મળવાથી આગળ ખેંચનારને એકદમ રાહત મળી, અને તેમણે પાછળ જોયું તો પોતાના નવા મદદગારને દીઠો. કાંઈ પણ બોલ્યા વિના ઇશારતથી ધણીધણિયાણીએ પોતાની મજૂરીમાં આ માણસ પાછળથી હિસ્સો નહિ માગે નાં ? એમ એકમેકને પૂછી લીધું. હિસ્સો માગશે તો શું માગશે—કાંઈ નહિ, પછી જોઈ લેવાશે, એવી ધણીની બેદરકાર ઇશારતથી ધણિયાણી શાંત રહી. અને લારી સુખરૂપ વધવા લાગી.

લારી અટકી. માલ ઊતર્યો. ભિખારીદાસે તેમાં પણ મદદ કરી અને પછી જેવો વેપારી પાસે પેલો મજૂર પૈસા લેવા ગયો કે તરત જ તે મૂંગો મૂંગો ચાલતો થઈ ગયો.

પણ તેને રકઝક વિના કે ભાગ માગ્યા વિના જતો જોઈને પેલા મજૂરને પોતે તેના કરતાં પણ હલકો છે કે શું એવી લાગણી થઈ આવી, અને પાછળ દોડીને પેલા ભિખારીદાસને પકડી પાડ્યો.

'લે આ ચાર પૈસા,' કહીને તેણે પોતાનો હાથ આગળ ધર્યો. જેણે કોઈ દિવસ પૈસો આવી રીતે આવે છે એ અનુભવ્યું ન હતું તેની દૃષ્ટિ આગળ આ એક નવી સૃષ્ટિ ખડી થતી લાગી. તેણે હાથ ઉપર જરા જેવી નજર ફેરવી; તેમાં એક પૈસો નવો, કોરો, ચળકતો, ઈ. સ. ૧૯૨૭ નો હતો. તેનો હાથ આ પૈસા પર સહેજ પડ્યો.

બીજી ક્ષણે તેના હાથમાં પેલા મજૂરે ચારે પૈસા

મૂકી દીધા. આજે તેના મનમાં પહેલવહેલી માલિકી એટલે શું એનું સહજ ભાન આવ્યું. એ ચાર પૈસાનો માલિક હતો. ગમે તે દુકાન પર જઈને, એ સત્તાથી ઊભો રહી શકશે એવું એને લાગ્યું, અને હવે રસ્તે ગમે તેવા ઊજળાં લૂગડાંવાળા માણસ પાસે પણ માગવા માટે તેની જીભ કે હાથ જાણે નકાર ભણી રહ્યાં હોય તેમ તેને લાગ્યું.

હમેશાં જે ભીખમાંથી બચાવતો તેણે આજ જાત-મહેનતથી બચાવ્યું. તેની નજર આગળ નવા જીવનનું પ્રભાત ધીમે ધીમે ઊઘડતું જતું હતું. તેણે એ ચારે પૈસા વાપરી નાખ્યા. બે પૈસાના મૂળા લીધા અને બે પૈસાના ગાંઠિયા લીધા. હવે સાયંકાળે પોતાના મિત્રને આ ભેટ ધરી શકાશે, એવા ઉલ્લાસમાં તે પોતાના ઘર તરફ વળ્યો. પણ બીજે દિવસે ભિખારીદાસને મદદ કરવા માટે લંગડી, બાડી ને બહેરી એવી એક બૈરી આવી પહોંચી હતી. મકરસંક્રાંતિ ઉપર ભિખારીઓની મહાન સભા થાય છે એનો એ અવશેષ હતો. ભિખારીદાસને જરાક મજૂરીનો આનંદ મળ્યો હતો તેમાં પાછો નવી બૈરીનો આનંદ ભળ્યો. તેણે સાબરમતીના પટને પોતાનું ઘર માન્યું ને ધીમે ધીમે થોડીઘણી ઘરવખરી પણ વસાવી.

પણ કોણ જાણે કેમ પેલો ટીપુ આ નવી બૈરીને ભસ્યા કરતો. અને ટીપુ ભસતો એટલે એના બે મિત્રો ગાણો ને ગોટી પણ એના પ્રત્યે શંકાથી જોતા. એ ત્રણે જણા હવે પહેલાના જેવી મીઠાશથી ભિખારીદાસની પાસે આવતા નહિ, અને ભિખારીદાસ પણ પહેલાના જેવી મીઠા-

શથી તેની સાથે વરતતો નહિ. એને પોતાના જીવનમાં કાંઇક આરામ મળે તેવું બૈરું મળી ગયું હતું. ભિખારીદાસ બૈરી સાથે મોડી રાત સુધી અર્થ વિનાની ઘણી ચર્ચા ચલાવતો. કેવા માણસો પૈસા આપે છે ત્યાંથી માંડીને કળજુગમાં ધર્મ ઓછો થતો જાય છે ત્યાં સુધીની સઘળી ચર્ચા ચાલ્યા કરતી. ભિખારીદાસને આ ચતુર બૈરું મળી ગયું એટલે રોટલા ઘડવાની ચિંતા ટળી ગઇ હતી. બૈરીને ભિખારીદાસ મળી ગયો, એટલે અરધું કામવાની ચિંતા ઓછી થઈ હતી. પણ જેમ પોતાના સ્વાર્થ માટે માણસ પોતાના પાડોશીને હણી નાખે છે, તેમ ભિખારીદાસ અને તેની સ્ત્રીએ પોતાના આરામ માટે પોતાના ઝૂંપડાની હદ એટલી વધારી કે છેવટે પેલાં ત્રણ પ્રાણીઓ તેમનાથી વધારે ને વધારે દૂર થતાં ગયાં.

સામ્રાજ્યો જેમ એકબીજાની હદ માટે ઇર્ષ્યા કરે છે, પાડોશીઓ જેમ હદના પથરાની ચિંતા કરીને લડે છે, તેમ ભિખારીઓ પણ રોટલાના ટુકડા માટે લડે છે. આવે પ્રસંગે રાજનો ટુકડો વધારે છે કે રોટલાનો ટુકડો વધારે છે, એ જોવાનું નથી. કોઈ પણ પ્રકારનો ટુકડો લડાઈ જગવવા માટે પૂરતો છે. ભિખારીદાસે પોતાનું સામ્રાજ્ય વધાર્યું પણ અંતે એની હદ આંહીં સુધી ને આંહીંથી વધારે નહિ એમ જણાવવા માટે એક નવો રામદાસ આવી ચડ્યો. આ રામદાસ શરીરે હષ્ટપુષ્ટ હતો. આંખે કાણો હતો. ને બહેરો કે લંગડો ન હતો, તો હાથે જરાક ખોટવાળો હતો. પહેલાં તો એ પણ ભિખારીદાસનો મિત્ર બન્યો. ને બન્ને જણા ભીખ માગી લાવે, તેની વ્યવસ્થા પેલી બૈરી કરી દેતી.

પણ પછી એમાંથી વિરોધ જાગ્યો. ભિખારીદાસને લાગ્યું કે એનું બૈરું જુવાન રામદાસને ક્યારેક ગુપચુપ ખાવાનું આપે છે. પોતે સૂઈ ગયા પછી રામદાસ ભજન ગાતો બેસે છે. વળી આ બૈરું પણ ભજનની કડી ક્યારેક સંધાડી આપે છે. ગમે તેમ ભિખારીદાસને લાગ્યું કે પોતાની માલિકીમાં રામદાસ પણ ભાગ પડાવવા માગે છે, એટલે સામ્રાજ્યો જેમ વેપારના સાચા કારણને કોઈ નમાલા પ્રજાજનના અપમાન સાથે સાંકળીને એક માણસના ખૂનનું વેર લેવા લાખ્ખો માણસોનાં ખૂન કરે છે, તેમ ભિખારીદાસે ને રામદાસે સાચી વાત મનમાં છુપાવીને રેતીના ઢગલાનો ખરો હક્કદાર કોણ છે એ ખોટા કારણમાંથી લડાઈ જગાવી. સાબરમતીનો પટ કાંઈ થોડીઘણી રેતી રામદાસ કે ભિખારીદાસ સંઘરે તેથી ગરીબ થવાનો ન હતો. પણ રેતી તો માત્ર 'નિમિત્ત' રૂપ જ હતી.

લડાઇ થયા પછી બન્ને બોલતા નહિ. ભિખારીદાસ બહાર પણ જતો બંધ થયો. ને બૈરું માગી લાવે તે ખાઇને ચલાવી લેતો. વળી જ્યારે બૈરું માગવા જાય, ત્યારે રામદાસ પોતાના આસન ઉપર ન હોય તો તો ભિખારીદાસને ક્યાંય ચેન જ પડે નહિ. તે આઘો જાય, પાછો થાય, ને રામદાસ ક્યાં છે તે જોયા કરે.

પણ એટલી સાચવણ છતાં એક દિવસ સવારે એ ઊઠ્યો ત્યારે રામદાસનું સામ્રાજ્ય ખાલી પડ્યું હતું. સમૃદ્ધિ વેરાયેલી હતી. બાગબગીચા ઉજ્જડ હતા. ને એના સામ્રાજ્યની રેતીની હદ પણ વેરણછેરણ પડી હતી.

ભિખારીદાસને ઊંડો સંતોષ થયો, ને પાડોશી જવાથી આનંદ થયો. પણ બીજી જ ક્ષણે એને લાગ્યું કે એના નિત્યજીવનમાં રામદાસ પ્રવેશ કરી ચૂક્યો હતો ને તેથી એના જવાથી અમુક કાંઇક શૂન્ય કે ખાલી પણ લાગ્યા કરતું હતું. માણસને પ્રેમીના જવાથી જેવો શોક થાય છે તેવો જ શોક હરીફના જવાથી પણ થાય છે. કારણ કે તેને જીવનમાં અમુક પ્રકારની શૂન્યતા લાગે છે. પણ એના ભારે આશ્ચર્ય વચ્ચે એણે જોયું તો પોતાની વૈરીની પથારી પણ ખાલી હતી. 'ઓત્તારીની! આ તો બેય જણાં સટક્યાં લાગે છે!' તે શૂન્ય જેવો દાઢી ખંજવાળતો ઊભો રહ્યો. 'મારો બેટો!'

તે વખતે રાણો નિત્યના ક્રમ પ્રમાણે પોતાને ઘેર જતો હતો. તેણે ભિખારીદાસના સામ્રાજ્યની સીમા પાસેથી ચાલતાં ડોકું ફેરવી લીધું ને ભિખારીદાસે તેની સામે ધરેલા એક મૂળા પ્રત્યે ધૃણાથી જોયું પણ નહિ. કદાચ એના મનમાં આવ્યું હશે કે આટલા માટે તેં અમારી મૈત્રી છોડી?

*

થોડા દિવસ પછી લાંબી મુસાફરીથી કંટાળેલો ભિખારીદાસ પોતાની સામ્રાજ્યસમૃદ્ધિ ખભા પર નાખીને એક સાંજે ચાલ્યો આવતો હતો. વૈરીની તેની શોધ અફળ ગઈ હતી. અંતે તે પોતાના ઘર તરફ ફર્યો હતો. તેના દેહ પર મુસાફરીનો થાક ને આત્મા પર વિશ્વાસઘાતનો થાક હતો. ધીમે પગલે તે પોતાના જૂના મિત્રોમાં આવી પહોંચ્યો.

તે આવ્યો ત્યારે રિવાજ મુજબ રાણાનું પૂછડું ટીપુ ખેંચી રહ્યો હતો. ને ગોટી કાંઈ ન હોય તેમ એ મૂર્ખાઈ-ભરેલી રમત નિહાળી રહ્યો હતો. એટલામાં તેણે ભિખારીદાસને આવતો જોયો. કોઈ કાંઈ બોલ્યું નહિ. પણ તેને આવતો જોઈ રાણો ને ટીપુ રમત કરતા બંધ થઈ ગયા. ને ગોટી ભિખારીદાસને નિહાળી રહ્યો. પશુદૃષ્ટિમાં આપણો પ્રવેશ નહિ એટલે શી સમજ પડે, પણ ભાર ઉપાડી ઉપાડીને ડાહ્યા બનેલા ગધેડાએ કદાચ મનમાં કહ્યું હોય કે ત્યારે તો માણસો મને અમસ્તો જ બનાવે છે નાં ?

ભિખારીદાસ પોતાને આરામ મળ્યો હોય તેમ આવીને પોતાના જૂના થાનક પર આવ્યો. ને પહેલાંની પેઠે જૂના મિત્રોની હાજરીમાં બેસી ગયો.

ટીપુ રાણાનું પૂંછડું છોડીને તેને નિહાળતો ઊભો હતો તે એકદમ પૂંછડી હલાવતો હલાવતો ભિખારીદાસ તરફ ફર્યો ને કાંઈ ન બન્યું હોય તેમ તેની પાસે જઈને ઊભો રહ્યો.

ભિખારીદાસે માયાથી તેના પર હાથ ફેરવ્યા કર્યો. ધીમે ધીમે રાણો પણ વિશ્વાસ પડ્યો હોય તેમ તેની તરફ આવવા લાગ્યો. આ જોઈને ડાહ્યા ગોટીએ પોતાની જીવન-ફિલસૂફીના બળે કે ગમે તેમ, પણ એ બધાને ભડકાવે તેવું સંગીત શરૂ કર્યું.

# માર્ગદર્શન

'લાખુ! જીવ! એ . . . જીવા! અરે લાખુ'

રવિવાર હતો અને મારા એક વકીલમિત્રને ચાનું આમંત્રણ આપેલું (૮-૪૫) ઘડિયાળમાં ૮-૦ થયેલ એટલે થોડીવારમાં તે આવશે એમ ધારીને મેં લાખુને બોલાવી. તમે કદાચ ઓળખશો નહિ, પણ લાખુ અમારા ઘરની લગભગ દસપંદર વર્ષની જૂની નોકર હતી; અને જીવો એનો દીકરો થાય. જીવાનું નામ તો બોલતાં જ બોલાઈ ગયું, હમેશની ટેવને લીધે, બાકી એ પંદરસત્તર વર્ષનો ખુશનુમા ચહેરાનો જુવાન માત્ર ત્રીસ દિવસ પહેલાં જ ન્યુમોનિયાથી મૃત્યુ પામ્યો હતો. ટેબલ ઉપર બેચાર ડાઘા હતા અને મારા વકીલમિત્ર પશ્ચિમની છેલ્લામાં છેલ્લી ઢબના શોખીન હતા, એટલે મેં લાખુને બોલાવી.

કાળા સાડલામાં એક આંગળીથી કપડું ખેંચીને અરધું નાક દેખાય ન દેખાય એવી રીતે—લગભગ જંગલી રીતે—લાખુ દાખલ થઈ. તેના હાથમાં ખજૂરીની પાંચ પૈસાની ત્રણ મળે છે એ જાતની સાવરણી હતી. તેનો લાંબો, લેવાઈ ગયેલો ચહેરો, આગળ પડી આવતું અણીદાર કંઈક

વાંકું નાક, અને બે ધોળા ડોળા જેવી વ્યક્તિત્વહીન શૂન્ય આંખો જોઇને કંઇક આશ્ચર્ય અને દિલગીરી સાથે હું તેના તરફ જોઇ રહ્યો.

'લાખુ ! આ જરા આંહીંથી સાફ કરી નાખજે.'

લાખુની પાછળ તેના સાડલાની કોર પકડીને મારો નાનો પુત્ર અરુણ ઊભો હતો.

'લાખુ ! કહે'ની ક્યારે આવશે ? . . . કહે'ની કાલ આવશે ?–કેમ આવશે ?—'

લાખુ મૂંગે મોંએ વાળવા માંડી. પણ અરુણની જીભ તો ચાલ્યા જ કરતી હતી.

લાખુ વાળીને ચાલી ગઈ અને અરુણ તેની પાછળ ચાલ્યો. મેં તેને ઇશારતથી બોલાવ્યો.

'અરુણ ! જો લાખુને એવું ન પુછાય હો. તું કોના આવવાની વાત કરે છે ?'

'છબીના જીવાની !'

'છબી શું ?'

'કેમ વળી જીવાની છબી છે ને ? લાખુએ એને પોતાની કોટડીમાં સંતાડી રાખી છે—' પોતાની આંખો ને લુચ્ચા હાસ્યથી વધારે વહાલો લાગતો અને જરાક ભયભીત થઇને પાછું જોતો જોતો, તે પોતાની આંગળી નાક પાસે લાવીને મને ચૂપ રહેવાની શિખામણ આપતો, છેક મારા કાન પાસે મોં લાવ્યોઃ 'તમને એક ખાનગી વાત કહું ? જો કોઇને કહેશો નહિ, હો, લાખુએ એ છબી આપણા ઘરમાંથી ચોરી લીધી છે !'

મારા વકીલમિત્ર એક તો બેત્રણ વર્ષ પછી અને ઇંગ્લંડથી આવ્યા પછી પ્રથમ જ અમારે ત્યાં આવતા હતા, એટલે ઘરમાં બધાં છોકરાં તૈયાર થઇને આનંદથી આમ-તેમ ઘૂમી રહ્યાં હતાં. નોકરો પણ અપ–ટુ–ડેટ બનીને ઊભા રહી ગયા હતા. શ્રીમતી પોતે પણ તૈયાર હતાં. બધું સરસ હતું. બહારનો તાપ પણ લીલા ઝાડને સુંદર ચળકાટ આપી રહ્યો હતો. અને આનંદમાં ભાગ લેતાં પાછળ રહી ન જાય માટે ધ્રાઉન પણ પૂંછડી આમતેમ હલાવતો ઘૂમી રહ્યો હતો.

'અને તમને બીજી વાત કહું?'

'શું?'

'લાખુ કહે છે કાં જીવો પાછો આવશે ને નહિતર હું જીવા પાસે જઇશ—લાખુની પાછળ હું પણ . . . તેના સાડલાની કોર પકડીને, બાપુ, એને કહેતા નહિ હો, એને ખબર ન પડે તેમ જવાનો છું. અને–પછી એને ખબર પડશે . . . એને કહેતા નહિ હો—' મારા ગળે હાથ વીંટીને કાનમાં વાત કરતો કરતો તે પોતાના મુક્ત નિર્દોષ હાસ્યથી દેવદૂતના જેવું મીઠું ઉલ્લાસભર્યું હસવા લાગ્યો.

'કોઇને કહેશો નહિ હો—લાખુ તો એવી ખિજાશે.'

'પણ બેટા!' મેં એનો હાથ તરછોડી નાખ્યો, 'તને ખબર નથી, એવું બોલાય નહિ.'

લાખુ પાછી ફરી: 'અરુણભાઇ!—તમે ફરવા આવો સો?'

અરુણ હસ્યો: 'હં, હું સમજી ગયો છું હો! તું વાત સાંભળવા આવે છે.'

લાખુ બોલી: 'તે એવી શી ખાનગી વાત કરવી સે તે.'

'બાપુ કહેતા નહિ, કહેતા નહિ,' કરતો અરુણ મારી ડોકે વળગીને કૂદવા લાગ્યો. આજના ઉલ્લાસભર્યા પ્રસંગમાં આ શોકની છાયા જોઈને મને જરાક ગ્લાનિ થઈ. 'લાખુ! તું જા. હમણાં જા, અરુણ આંહી છો રહ્યો.' લાખુ ચાલી ગઈ.

'લાખુ મને શા માટે બોલાવે છે તમને ખબર છે?'

'ના.'

'જીવો મારા જેવડો હતો ત્યારે તેણે એક દિવસ એને માર્યો હતો એ વાત કરવા.'

મેં ધીમેથી તેનો હાથ ઉઠાવી લીધો. 'જો ભાઈ, હવે ચુપચુપ બેસી જા; હમણાં મહેમાન આવશે, ત્યારે ડાહ્યો થઈને બેસજે હો.'

સાધારણ રીતે છોકરામાં ડહાપણ—આપણું માનેલું ડહાપણ—જરા ધીમે ખાવાનું, બહુ ધીમે બોલવાનું, દાંત ન દેખાય તેવી રીતે એટલે કે અંતર ન કળાય તેવી રીતે હસવાનું—મહેમાનની હાજરીમાં પાંચદસ મિનિટ આવી જાય તો ઘણું, એ જાણે કે પ્રચલિત સામાજિક રિવાજ હોવાથી મેં પણ અરુણને 'ગુડ મોર્નિંગ, બાઈ ધ બાઈ, થેંક્યું, નો' એવા એવા ચારપાંચ શબ્દો પઢાવ્યા ન પઢાવ્યા, ત્યાં તો 'હલ્લો, મિ. દવે, હાઉ ડુ યુ ડુ' કરતા અમારા વકીલમિત્ર મિ. વિજયલાલ દાખલ થયા.

અરુણને 'ગુડ મોર્નિંગ સર' કહેતો સાંભળીને તો તે પેટ પકડીને હસ્યા. અને પછી તો તે એવા વાતોએ

ચડયા, અને છોકરાં અને અમે સૌ પણ એવા રસથી તેમની વાતોમાં તલ્લીન થઈ ગયાં કે અરુણ ક્યારે ચુપચુપ છટકી ગયો તેનું પણ ભાન રહ્યું નહિ. વિજયલાલ તો ઊઠતી વખતે પણ તેને જ સંભારતા રહ્યા. થોડીવારમાં તે પાછો આવ્યો, પણ તેનો નાનો ચહેરો આંસુથી ખરડાયેલો હતો અને એના હૃદયની વ્યથાનાં સ્પષ્ટ ચિહ્ન એના કુમળા મોં પર દેખાઈ આવતાં હતાં.

'શું છે? અરુણ, તું ક્યાં ગયો હતો?'

મારા સ્વરની કર્કશતાથી તે જરા બીધો, પણ પછી હિંમતથી બોલી ઊઠયો: 'મારી રકેબી લઈ આવવાનું મેં જીવાને કહ્યું હતું.'

'આ છોકરાને ગાંડું લાગ્યું છે કે શું? ક્યાં છે પેલી લાખુ?'—બારણા પાછળથી છલકાતી આંખે લાખુ બહાર નીકળી.

'જો લાખુ, તારે પાંચપંદર દિવસ દેશમાં જવું હોય તો જઈ આવ, આખો દિવસ નાના છોકરાને રડાવવું હોય, જીવલાને સંભારી સંભારીને, તો અમારે ત્યાં નોકરી નહિ બને.'

લાખુની આંખમાં ઝળઝળિયાં આવ્યાં. તે નીચે જોઈ રહી.

'અને તું ક્યાં ગયો હતો? કેમ હજી ખાધું નથી? તારે ખાવું નથી?'

'મારે નથી ખાવું . . .'

લાખુની દિલગીરીમાં અમે પણ ભાગ લઈ રહ્યા હતા, પણ તે માણસાઈભરેલી રીતે, વખતે વખતે સંભારીને

'બિચારો જીવો' કહીને અફસોસ કરીને; પણ નાનું છોકરું જીવન, સત્ય અને વ્યવહારનો મર્મ ન સમજતાં, આવી રીતે, નોકરની ખાતર પોતે પણ ન ખાય તે જોઈને મારો પિત્તો ઊછળ્યો. બધી વસ્તુ સાધારણ રીતે શોભે. અસાધારણતા એ પ્રેમી અને પાગલનો ધર્મ એમને મુબારક હો.

'તું ખાઈ લે છે કે નહિ?'

આંખમાં ઝળઝળિયાં સાથે અરુણ ટેબલ પાસે આવ્યો અને એક નાની રકાબી ખેંચીને ચુપચુપ બેઠો. બેસતાં બેસતાં પણ તે લાખુ સામે જોયા વિના રહી શક્યો નહિ.

'એને જલેબી આપ, ગાંઠિયા લે, આ ચા પી. અને લાખુ—તું આ બધું સાફ કરી નાંખ.'

મૂંગે મોંએ લાખુ બધું સાફ કરવા મંડી.

આ જમાનામાં જ્યાં બધું જ નિશ્ચિત ધોરણ પર થતું જાય છે, ત્યાં પાંચ વર્ષના છોકરાના મરણ માટે પાંચ મિનિટ, દશ વર્ષનાને માટે દશ મિનિટ, એવો કોઈ ચોક્કસ સામાજિક રિવાજ હોવો જોઈએ. અને વધુમાં વીરચંદ કે ભૂપસિંહ કે ગુલાબરાયનું છોકરું મરે તો અઢી કલાક, લાખુ, નાથુજી કે ધૂળાજીનું છોકરું મરે તો પા કલાક એવો પણ રિવાજ હોવો જોઈએ. પ્રેમને અમર્યાદિત રીતે ફેલાવવાનો નૈસર્ગિક દોષ ધરાવનાર બાળક વ્યવહારમાં રીઢું થયા પહેલાં ઘણી વખત આ બાબતમાં ભૂલ કરી નાખે છે.

થોડી વારમાં જ અરુણ ઊઠયો.

'કેમ? ખાઈ લીધું?'

'મને ભાવતું નથી . . .'

'ભાવતું કેમ નથી? શું ભાવે છે? આંહી આવ. .' ભયથી ઘસડાતો તે મારી પાસે આવ્યો. 'શું ભાવે છે?'

શૂન્ય દૃષ્ટિએ તે મિઠાઈની રકાબીઓ તરફ જોઈ રહ્યો. 'આજ મને એમ થાય છે કે મારે ખાવું ન જોઈએ.'

'ખાવું ન જોઈએ?—શા માટે?'

આંખમાં આંસુ લાવીને તે ભયથી ધ્રૂજતો મારી સામે ઊભો રહ્યો: 'કારણ કે લાખુ હજી રુએ છે ને છાની રહી નથી.'

એક ઘડીભર તો ગુસ્સાનો વેગ મારા અંતરમાં આવી ગયો: પણ બીજી જ ક્ષણે લાગ્યું કે છોકરો એક પરમ સત્ય કહી રહ્યો છે.

મારાથી રકાબી નીચે મુકાઈ ગઈ. એટલામાં જરાક ધ્રૂજતી લાખુ બારણા પાસે આવી હોય એમ લાગ્યું.

'શા'બ!'

'કેમ?—'

'શા'બ, આજ જીવલાનો માસિયો સરાવવો છે તે એક બ્રાહ્મણને તેડવા જવું છે—તે જાઉં?'

'આજ જીવલાનો માસિયો છે?'

'આજ છે.'

"બોલ્યા વિના—જવાબ આપ્યા વિના—હું શાંત રહ્યો. એટલામાં લાખુના સવાલના પ્રત્યુત્તરમાં હોય તેમ અંદરના ખંડમાંથી જવાબ આવ્યો: 'લાખુ, જા, તું તારે જા.'

૧૯૩૨

# સંસ્કારમૂર્તિ

એને તમે લગભગ છેલ્લો અવશેષ ગણી શકો. હું એ નાના ગામના મોટા ગુરુ જેવા જીવણરામ વ્યાસની વાત કરું છું. જીવણરામની પવિત્રતા વિષે એ ચારપાંચ ગામડાના જૂથમાં કોઈ સવાલ જ ન કરે; જન્મથી જ આડા અને રૈયતને રંજાડવામાં જ જેણે મહત્તા માનેલી એવા દરબારોના ડાયરામાં પણ જીવણરામ બેસે, ત્યારે કોઈ મોટા હરફથી વાત પણ ન કરી શકે—એટલો બધો કાયદા વિનાનો સ્થાપિત હક્ક આ બ્રાહ્મણ ભોગવી રહ્યો હતો. જીવણરામની સેવા એક પ્રકારનું પુણ્ય ગણાતું. જે મહોત્સવમાં જીવણરામ ગેરહાજર, તે મહોત્સવની મહત્તા અરધી થઈ જતી. જ્યાં જીવણરામ ત્યાં સઘળું પવિત્ર. એની હાજરીની શેહમાં દરબાર, પોલીસ પટેલ, મખ્ખીચૂસ વાણિયો, ગંજેરી, ઘરફાડુ ને ગંજી બાળનાર સૌ એક પ્રકારની શેહ અનુભવતાં.

કનુભાએ દારૂના ઘેનમાં ભરબજારે કોઈ ગરીબ બાઈની મશ્કરી કરી, એ વાત જ્યારે જીવણરામના જાણવામાં આવી, ત્યારે પોતાની લાકડી લઈ, મુગટો ઓઢી, ને ચાખડી

પર ચડી તે તરત ચાલી નીકળ્યા. દરબારનું ઘેન ઊતરી ગયું હતું ને ફળીમાં સૌ તેની મશ્કરી કરી રહ્યાં હતાં. તેની વહુ કેસરબા પણ તેમાં ભાગ લેતાં હતાં. એટલામાં 'વહુ ! બેટા ! સાંકળ ઉઘાડજો, હું જીવણરામ,' એવો સ્વર આવ્યો. ઘડીભર તો સૌ સ્તબ્ધ જ થઇ ગયા. પણ પછી કેસરે ઘૂંઘટ કાઢીને બારણું ખોલી નાખ્યું ને પોતે સંકોચાઇને એક તરફ ઊભી રહી.

'કોણ તમે છો કે? ઠીક લ્યો, તમને જ પહેલા લહાણમાં લઉં.'

'હા, હા. લ્યો, હું તમારી દીકરી છું,' મોં મલકાવીને કેસરે શરમાતાં શરમાતાં જવાબ વાળ્યો.

'ત્યારે, બેટા, અગ્નિની સાખે તમે દરબારનો હાથ ઝાલ્યો, એટલે એનું અડધું પાપ તમને વળગવાનું. કનુભા દારૂ પીને આવે તો સાંકળ વાસીને ઘર બહાર ઊભો રાખો. દારૂ તો દૈત્ય છે. આખું જદુકુળ એના પાપે મર્યું.'

'પણ, એ માનતા નથી તો પછી હું શું કરું? મારું—બાઇ માણસનું શું જોર?'

'માનતા નથી? રોટલો શું કરવા આપો છો? ઘરનાં રાણી છો કે ગોલી? ન માને તો દરબારને હેઠા બેસાડી દ્યો. જીવણરામ વ્યાસ આ ગામમાં જીવે ને દરબાર કોઇની મા-દીકરી સામે આંખ ઊંચી કરે તો સારે ગામને દેહ દેવો પડે. હમેશ સવારમાં આવીને નકટા જેવો તમારે ઉંબરે 'જે નારા'ણ' કરીને ઊભો રહું છું, તે કાંઇ અમસ્તો?'

દેવભાષા બોલવા નિર્માણ થયેલો શુદ્ધ સંસ્કારી અવાજ

ગાજી રહ્યો. એની તપ્યા વિનાની શાંત ઉગ્રતા રાત્રિની ગંભીરાઇને લીધે વધારે સચોટ બની રહી.

કેસર નીચે જોઇને અંગૂઠે જમીન ખોતરવા લાગી. ને વ્યાસની સામે જવાબ દેવાની હિંમત નહિ ચાલવાથી શાંત રહી.

'ક્યાં છે, કનુભા?'

'એ બેઠા.'

એટલામાં તો કનુભા પોતે જ સામે આવ્યા.

'બાપા, કાંઈ અત્યારે?'

'હા, બાપ. જેવાં જેનાં કરમ. કહેવા આવ્યો છું. પાંચ વરસ બાકી છે જિંદગી મારી, તે સુખે કાઢવા દેવી ન હોય તો તમે ગામના ધણી છો. તે બોલી દ્યો. બાકી હું જીવતાં ગામમાં ક્યાંય અન્યાય થાય તો મારે જીવ દેવો પડે. આજ આટલું બન્યું ને કાલે વધુ બને. દારૂડિયાનો શો વિશ્વાસ?'

'પણ બાપા એક ભૂલ તો શંકરદાદાય માફ કરે.'

'એ તો માફ કરે. એનામાં તેવડ છે તમારા જેવાને ચપટીમાં ચોળી નાખવાની—પણ, દરબાર. ઘરમાં ગંગાજળ છે કે?'

કેસરે એકદમ જવાબ વાળ્યો: 'હા, બાપા ઘણું છે.'

'ત્યારે આપો, બેટા! દરબારના હાથમાં. ને દરબાર, લ્યો ભગવાન શંકર લેખે પ્રતિજ્ઞા કે આજથી દારૂ ગૌમેટ બરાબર!'

એક પણ શબ્દ બોલ્યા વિના દારૂડિયાએ દારૂ ન પીવાની પ્રતિજ્ઞા લીધી, ને જિંદગીભર પાળી. જીવણરામની હાજરી

જાણે પવિત્રતા માટે જ હોય તેમ જ્યાં એ જઇને ઊભા કે તરત જ જે હોય તે શેહમાં ને શેહમાં ઘડીભર તો પવિત્ર બની જતો.

વ્યાસને ઘેર ઘોડિયું મોડું બંધાયું હતું. એક દીકરો ને દીકરી બે ઊછર્યાં હતાં. ઘરભંગ થયા, અને બન્ને છોકરાં શહેરમાં ભણવા ગયા પછી પોતે એકલું એકાંત એક-ધારું પ્રશાંત જીવન ગાળવા લાગ્યા. સવારમાં ચારને ટકોરે વ્યાસ બેઠા થઈ જ ગયા હોય; જીવનપ્રભાત જગાવે ત્યારે આસપાસના પાંચપંદર ઘરનાંને તો સહેજે નરસિંહ મહેતાનો અવતાર લાગે: ઠંડી ગરમી ગમે તે હોય, ગામને પાદર નદીએ નાહવા જાય અને સામાજિક ઋણ પૂરું કરતા હોય તેમ, નદીને કાંઠે પંદરવીસ ઝાડને પાણી પાય: એનું જોઇને કેટલાક બીજા પણ પાણી પાતા: ને વગરમહેનતે ગામને પાદર સહેજે સો સવાસો ઝાડનું જૂથ થઈ ગયું હતું. નદીમાંથી રેત પણ હમેશ કાઢવાના. છીપર લપસી ગઈ હોય તો બરાબર મૂકવાના. ને ઘેર ઘેર ભિક્ષાવૃત્તિ કરવા જાય તે પહેલાં દસ-પંદર છોકરાંને પાસે બેસારીને મીઠી મશ્કરી કરતા ભણાવે. ઘેર સંગ્રહમાં લોટડું ને તુંબડી, પણ વિદ્યાનો પ્રેમ અનહદ. બપોરે કથા શરૂ થાય: ને સાંજે મંદિરે દર્શન કરવા જાય ત્યાં પણ નૈતિક વાતાવરણની ઝમાવટ તો ચાલુ જ હોય: જુવાનોને કહેશે, ગામ લૂંટનારને પોલીસ પટેલ શું હઠાવે! તમારે જ હંફાવવા રહ્યા. ગામની પીપરોમાં ઘણ પડ્યા. મોટાં મોટાં વીસ વીસ વર્ષનાં ઝાડ મોટાં સામ્રાજ્યો સળે છે તેમ, અંદરથી પોલાં થવા લાગ્યાં: તે વખતે, સામ્રાજ્યને

હણવા સંપત્તિ ને સમૃદ્ધિ જ બસ છે, તેમ ઘણુને હણવા મીઠા મધ જેવા ગોળનું પાણી ઝાડના પોલાણમાં રેડવાનું બસ છે. પછી તો નાનું સરખું કીડીનું કટક જ ઘણુને ખેંચી લાવે. પણ એ કામ વ્યાસની દેખરેખ નીચે નાનું સરખું છોકરાનું વગરપગારનું લશ્કર ચલાવતું જ હોય.

જીવણરામ વ્યાસ જમાનાની સામે ઊભા હોય એમ લાગતું. પણ જમાનાનું બળ એના જેવું બીજા કોઇએ નહોતું માપ્યું. એકબે વખત કણબી વચન આપીને, જીવણરામ સાક્ષી છતાં, લેણુદેણુમાં ફરી ગયા. ત્યારથી જીવણરામે સૌને કહ્યું કે માણસ કામના બોજા નીચે ટૂંકી યાદશકિતનો બની ગયો છે, માટે કાગળસાહીમાં નોંધ કરીને રાખતા જાઓ; બોલની હવે કિંમત નથી રહી.

૨

બરાબર જીવણરામના પિતાની શ્રાદ્ધતિથિ હતી. એક તરફ જીવણરામ ધાર્મિક ક્રિયામાં પડ્યા હતા. તેની પુત્રી તેને મદદ કરી રહી હતી. એટલામાં બારણું ઉઘાડી જીવણરામને પગે લાગતો મેપો કોળી આવ્યો:

'બાપા! પગે લાગીએ.'

'આવ, મેપા, આશીર્વાદ. કાંઈ આ તરફ ભૂલો પડ્યો આજ તો?'

'બાપા, એક વાત તમને પૂછવા આવ્યો છું: આ મારા કરમમાં છોકરું નંઈ હોય, તે માળું કરમને કોઈ ના ફેરવે?'

'મેપા, 'ઉંચો કર્મનકી ગતિ ન્યારી'—કર્મફળ તો ભોગવ્યે જ છૂટકો.'

'બાપા! પણ તમ જેવા તપેશરી પાસે એની ચાવી ન હોય એવું કાંઈ બને?'

'ચાવી તો ગાંડા! સૌ વાતની છે, પણ તારાથી થાશે?'

'હા, હા, ઇમાં શું છે?'

'ત્યારે જો, સવત્સા ગાયની બાર મહિના તું ને તારી વહુ શિયાળો, ઉનાળો ને ચોમાસું એવા કરોઃ અને જેના ઓછાયામાં ઊભા રહેતાં પવિત્ર થઈ જવાય એવી સૌભાગ્યવંતી સ્ત્રીનાં હમેશાં દર્શન કરો.'

'બાપા! પહેલું કામ તો બને. પણ એવી પવિતર બાઈ ક્યાં જોવી?'

એટલામાં જીવણરામની પુત્રી બહાર આવી. તેનું ગૌર કાંતિભર્યું સૌમ્ય મોં ગામડિયાને ગમી ગયુંઃ 'બાપા! બહેનનાં દર્શન કરું તો?'

'ચાલે.'

મેપો ઊઠીને બહાર ચાલ્યો, એટલામાં માથે ટ્રંક લઈને આગળ મજૂર ને પોતે હાથમાં ચામડાંની 'એટેચી' લઈને પાછળ, એવા વેષે જીવણરામનો છોકરો આવ્યો.

જીવણરામનો છોકરો શહેરમાં વકીલાત કરતો; તેજસ્વી ગણાતોઃ બુદ્ધિશાળી હતોઃ અને એક પણ વાત કેવળ શ્રદ્ધા ઉપર નભાવવાની તેનામાં નબળાઈ ન હતી. તેણે પ્રવેશ કર્યો. ને કાંઈક ચિડાયેલા મોંએ એક તરફ ખાટલો પડ્યો હતો તેના ઉપર 'એટેચી' ફેંકી!—

'બાપા! તમે પાછું આ ધતિંગ શરૂ કર્યું છે કે?'

જીવણરામ બોલ્યો નહિ: પણ ભોળો કોળી ફાટી આંખે જોઈ રહ્યો: એને લાગ્યું કે જો આ બધું ધતિંગ હશે તો તો પછી મારું કરમ ક્યાંથી ફરશે? એને પોતાનો છોકરો જન્મ્યા પહેલાં ગુજરી જતો લાગ્યો.

'આપણી પ્રજાની અવનતિ આમ જ થઈ છે,' તેજસ્વી જુવાને આગળ વાત વધારી: 'આ બધું શું ભેગું કર્યું છે?'

'ભાઈ! જેના ખોળામાં હું રમ્યો તેને આજ સંભારું નહિ?'

'પણ આવી રીતે?'

'ભાઈ! તમને જે પુરુષો આદર્શરૂપ લાગ્યા, તેમને તમે નથી સંભારતા? આમાં તો માત્ર વેપપલટો છે—તમે 'ફોટોગ્રાફ' રાખી 'ફ્રેઈમ' ટેબલ ઉપર મૂકી રાખો છો, હું આ ક્રિયા કરું છું. માનસ એનું એ છે. રૂપાંતર માત્ર રીતમાં છે.'

જુવાન નીચે બેસીને બૂટ કાઢવા માંડ્યો. એટલામાં એની બહેન આવી: 'ભાઈ અમે સૌ તમારી રાહ જોતા હતા. આજે શ્રાદ્ધતિથિ—ને તમે આવો તો સારું.'

જવાબ આપ્યા વિના વકીલે મોજાં ખેંચવા માંડ્યાં.

૩

થોડા વખત પછી જીવણરામ ભટ્ટની પુત્રી વિધવા થઇ. તે પછી એ ભાઈની પાસે શહેરમાં રહેવા ગઇ.

એક વખત જીવણુરામ ભટ્ટ પોતાના નિત્યકર્મમાંથી પરવારી ગામનાં છોકરાંને ભણાવતા બેઠા હતા. પાસે ડાહ્યો બનેલો કનુભા, અને શિષ્ય જેવો મેપો બન્ને બેઠા હતા. એટલામાં ટપાલિયો આવ્યો, અને ' બાપા કાગળ ' કહીને એક કવર ફેંકી ચાલતો થયો.

બાપાએ કવર ઉપર અક્ષર ઓળખ્યા. પોતાના વકીલ પુત્રનું કવર હતું. ફોડયું. પણ અક્ષર ઝીણા હતા, એટલે કનુભા તરફ ફેંક્યું. 'કનુભા ! વાંચો તો. '

કનુભાએ પહેલાં મનમાં વાંચ્યું.

'બાપા ! ભારે થઇ, હડહડતો કળજગ આવ્યો. '

' કેમ ? '

' કેમ શું ? બોન ફરી પરણ્યાં ! '

' હેં ! '

' હા, આમાં લખ્યું છે. '

જીવણુરામ મનમાં ધા ખાઈ ગયા. પણ તેની લડત સમય સામે હતી જ નહિ. તેની સઘળી રમત આંતરિક શુદ્ધિ ઉપર જ હતી.

' એટલો આપણો દોષ. '

' આપણો કેમ, બાપા ? ' મેપો બોલ્યો.

' ગાંડાભાઈ, આપણે હવે એક જુલમ આદર્યો છે. આપણે જમાનાને ઓળખતા નથી. જો આજે ક્યાંય કોઈ કુટુંબમાં લક્ષ્મણ, ભરત, રામ ને સીતા જેવી વાત મળે છે ?— કેમ નથી મળતી ? '

' કળજગ આવ્યો. '

'ના, ના, ગાંડા! કળજગ તો માણસે બનાવ્યા છે. પણ આજે સૌને એક જ ધૂન છે—પરણી લેવું. કેમ પરણવું ને શા માટે પરણવું એ કોઈ સમજતું નથી.'

'પણ એમાં તો કળજગ કહું છું.'

'જો, જીવણરામભટ્ટ ને ભટ્ટાણી એકદિલનાં સાચાં હોય તો એનું ફરજંદ આવું હોય જ નહિ. દોષ મારો. મારામાં સંયમ નહિ હોય.'

જીવણરામ વધુ કાંઈ બોલ્યા નહિ, પણ એના હૃદયમાં ઊંડું ઊંડું મંથન થઈ રહ્યું હતું.

એમને એમ લાગ્યું કે દીકરીએ કર્યું છે તે બરાબર છે. દીકરાએ કર્યું છે તે બરાબર છે. પણ સંયમ—જે બ્રાહ્મણત્વની નિશાની છે તેનું બીજ પોતે પોતાના વારસદારોને આપ્યું નથી. આપી નથી શક્યા, કારણ કે પોતે સંસારસંબંધમાં જે આંતરિક શુદ્ધિ જોઈએ તે જાળવી નથી. જેમ આમલીમાં કેરી થતી જ નથી, કારણ કે એ કુદરતી નથી, તેમ શુદ્ધ સંસારસંબંધવાળા દંપતીના સંતાનમાં બૈજિક ગુણનો ફેરફાર ન જ હોઈ શકે. એ સુપ્રજનનશાસ્ત્રથી વિરુદ્ધ છે

*

બીજે દિવસે સવારમાં જીવણરામ ભટ્ટ પોતાનું નિત્યકર્મ કરીને હાથમાં દાતરડું લઈ ખડ વાઢવા નીકળી પડ્યા. બપોરે માથા પર ભારી ચઢાવી, ભરબજારે, પરસેવે રેબઝેબ થતા નીકળ્યા. ગામ આખામાં હાહાકાર બોલી ગયો કે

જીવણુરામ ભટ્ટ ભારો વેચવા નીકળ્યા છે. કનુભા દોડતા આવ્યા. મેપો આવ્યો.

'અરે, બાપા, તમને આ છાજે!'

'કેમ ન છાજે? મહેનત તો સૌને છાજે.'

'પણ બાપા, તમે પૂજ્ય કહેવાઓ, તમે પૂજવાજોગ....'

'ભાઈ, જેને માટે તમે મને પૂજતા, તે મારું આંતરિક જીવન હતું. એ આંતરિક જીવનમાં ક્યાંક દંભની કાંકરી હશે, એટલે મારા ઘરમાં પણ ઐચ્છિક સંયમી જીવન પાળવા પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થઈ. મારે એ દંભનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. હવે હું બ્રાહ્મણ તરીકે તમારી સામે ઊભો રહું એમાં મારી શોભા નથી!'

×

વકીલને આ ખબર પડી ત્યારે ક્રૂર મશ્કરીભરેલા અટ્ટહાસ્યથી ઘર છવાઈ ગયું. તેમણે બીજે મન વાળવા માટે 'Eugenic'નો છેલ્લો અંક વાંચવો શરૂ કર્યો: તેમાં એક લેખ તેમને સુંદર લાગ્યો હતો: 'our thoughts, our children are' આપણા આંતરિક સાચા વિચારનો પડઘો તે આપણાં બાળકો: બહારનો વેષ, ભાષણો, કૃતિઓ—સઘળાં ખોટાં, રમકડાં માત્ર છે.

૧૯૩૨

# ભરતી અને ઓટ

નવ સાહેબ બદલાવ્યા પણ નવે જાણે એક જ વેલાનાં ફળ હોય તેવા ભોગીલાલને લાગેલા. પહેલા સાહેબ આવ્યા તે હમેશાં એની ટૈરી સાથે જવા માટે ભોગીલાલને જ પસંદ કરતા; બીજાએ એ મહેરબાની ઓછી કરી, પણ પોતાના બજાર કામ માટે એની જ પસંદગી કરી. સ્વભાવના નમ્ર હોવું, મીઠાબોલા થવું કે જરાક વ્યવહારકુશળ હોવું એ કોઈ જાતના ભયંકર દોષ નથી, છતાં ભોગીલાલને એ ત્રિવિધ ગુણની છાયાને લીધે જ એકવીસ વર્ષ સુધી રેલવેની નોકરી કૂટતાં નવે સાહેબની નીચે નવ રીતે ઘસાવું પડ્યું હતું એ તો સારું છે કે સંસ્કૃતની બીજી ચોપડીમાં જ પેલો ઘૃષ્ટં ઘૃષ્ટં ચંદનનો શ્લોક આવી જાય છે, ને ભોગીલાલ પણ એ જ શીખેલા; બાકી બીજો કોઈ હોય તો આવા એકવીસ વર્ષના ઘસારાથી આગના ભડકા જેવો થઈ જાય!

ભોગીલાલ હરિકેનમાં ઘાસલેટ પૂરતા હતા, ચંદુલાલ—એનો મોટો છોકરો—બીજે દીવે બેસીને થોડાંક સંસ્કૃત રૂપો ગોખતો હતો. બીજાં ત્રણ છોકરાં, નંબર ટુ, થ્રી અને ફોર, ખાટલામાં પડ્યાં પડ્યાં નાનકડી બબુડીને ચાંદો દેખાડીને,

ચાંદાપોળી પૂરણપોળી કરતાં હતાં; અને નંબર સિક્સ્થને —ભવિષ્યના આ ઘરના એક અતિથિને—પેટમાં રાખીને મણિવહુ એક તરફ ખાટલામાં સૂતાં હતાં. સમય ભરાઇ ગયો હતો, એટલે એ બિચારાં દિવસના કામકાજથી થાકીને લોથ થઇને પડ્યાં હતાં.

'શું રાંધ્યું છે ખાવાનું, ચંદુ!' હરિકેનમાં ઘાસલેટ ભરતાં ભરતાં ભોગીલાલે પૂછ્યું.

'ખીચડી.'

'શાક શાનું કર્યું છે?'

'તારા બાપને તો સત્તર વાનાની સુખડી જોઇએ. શરમાતા નહિ હોય, આંહી માંડમાંડ બિચારો રાંધે છે ત્યાં વળી શાક શાનું કર્યું છે? મોટા લખેશરી દીઠા ન હોય તો!' મણિવહુ બોલ્યાં.

હરિકેનમાં જવાને બદલે ઘાસલેટની ધાર નીચે પડી. એટલે ભોગીલાલે ચંદુને જ ઊધડો લીધો.

'એલા! ચાંદિયા! ઊભો થઇ જા. નથી ભણવું મારે. પહેલાં આ ઘાસલેટ પૂરી દે,' પોતે ઘાસલેટ ઢોળ્યું છે, એ વાત ભૂલી જઇને, ભોગીલાલે ચંદુલાલને જ ઊધડો લીધો.

'પણ તમે આવડા મોટા ઢોળતાં શરમાતા નથી?'

'હવે તું તારે પડી રહેને ખાટલામાં, નકર પછી બે વેણ સાંભળવાં પડશે.'

'સંભળાવો ને! બીજું તો ગજું કાંઈ નથી. તમારે પનારે પડીને કોઈ દી નિરાંતે કોળિયો ધાન તો ખાધું નથી. એક પછી એક છોકરું ઊભું જ હોય. પાંચનું પૂરું થાતું નથી, ત્યાં હવે છઠ્ઠાને ક્યાં સાચવશો?'

ભોગીલાલ આગામી સિફ્રથ નંબરની ચિંતામાં ઘડી-ભર મૂંગો બની ગયો. ચંદુએ ચોપડી એક તરફ મૂકીને મૂંગા મૂંગા ઘાસલેટ પૂરી લીધું.

પછી ચંદુએ સૌનાં ભાણાં પીરસ્યાં. એટલામાં 'દૂધ' કહેતોક'ને રમારી આવ્યો.

વાળુ કર્યા પછી માણુસ એક જાતની કાલ્પનિક સૃષ્ટિમાં પડે છે.

ભોગીલાલ પણ વાળુ કર્યા પછી શરીરને પંખો નાખતા બેઠા. સામે મણિવહુ લાંબાં થઈને સૂતાં હતાં અને એક છોકરું ખોળામાં, એક પાસે, એક ધણીધણિયાણી વચ્ચે, એમ આળોટતાં સૂવાની તૈયારી કરતાં હતાં.

'આના કરતાં ગામડું સારું. સો રૂપિયા મળે છે પણ કોઈ દી પગ વાળીને ધાનનો કોળિયો ખાધો છે?'

'એ તો એમ લાગે. ગામડામાં જાઓ તો ખબર પડે! મથુરાંદાસ જઈ આવ્યા, જોયું નહિ?' મણિવહુએ જવાબ વાળ્યો.

મથુરાંદાસ ભોગીલાલની ઑફિસમાં જ હતા. છ મહિનાની રજા લઈ પોતાની થોડી જમીન દેશમાં હતી તેમાંથી અનાજ પેદા કરવા ગયા હતા. પણ સવાસો રૂપિયાનું દેણું કરીને પાછા આવી ગયા હતા.

'પણ આ નોકરીમાંથી તો હવે છૂટાછેડા કરવા છે. શંકરલાલની આંખે જ જોવું એમ કેમ પહોંચાય?'

શંકરલાલ હેડકલાર્ક હતા. ને એની નીચેના સૌ કલાર્કો માનતા કે બધા સાહેબ આવે છે ત્યારે સારા હોય છે, પણ પછી શંકરલાલ એને બગાડે છે. હિંદુસંસારમાં

સાસુ, વહુ ને નણંદનો સંબંધ તો પ્રાચીન સમયથી પ્રસિદ્ધ છે જ; પણ નવા જમાનાએ એમાં કલાર્કો ને હેડકલાર્ક, તથા આસિસ્ટન્ટ માસ્તરો ને હેડમાસ્તર એ નવા સંબંધો ઉમેર્યા છે.

'નોકરી છોડીને ખાશો શું ?'

'અરે, મજૂરી કરશું. છૂટક કામ કરશું.'

મજૂરી કરનારો પતિ પાણીનો લોટો ભરવાની મહેનત ઉઠાવતો નથી, એ મણિવહુથી અજાણ્યું ન જ હોય.

'મજૂરી નાં ? હાસ્તો. તમને મજૂરી મળશે પણ ખરી !'

'અરે, ગામડામાં જઈને ઘરખોરડાં સાચવશું. શરીર તો સુધરશે !'

હમણાં જ મથુરાંદાસનું ઉદાહરણ મણિવહુએ આપ્યું એટલે એ કાંઈ બોલી નહિ. છોકરાં ધીમે ધીમે ઊંઘવા માંડ્યાં હતાં અને ચંદ્ર આઘે જઈને વાંચવા બેસી ગયો હતો, એ તક જોઈને મણિવહુએ એક ઘા માર્યો:

'આ મારી છઠ્ઠી સુવાવડ, આવી છે ને એમાં છ મહિના થયાં હેરાન થાઓ છો '

નોકરીના કંટાળાનું ખરું કારણ આવી રીતે આવેલું બાગીલાલને ગમ્યું નહિ. એણે જે ખોટા આશ્રય નીચે માણસો સાચો ગુનો છુપાવે છે એનો જ આશ્રય લીધો : 'પણ એમાં હું કે તું શું કરીએ ? નસીબમાં માંડ્યું હોય એટલું તો ભોગવવું જ જોઈએ ના ?'

આ નસીબને કોઈએ જોયું નથી, પણ એણે સઘળાંને જોયા છે.

'પછી શું કહ્યું દેવશંકર ભટ્ટે ?'

દેવશંકર ભટ્ટ પાસેના પડોશમાં રહેતા જોશી હતા. એની પાસે ભોગીલાલ બેસતાઊઠતા અને એમાંથી ધીમેધીમે રાહુ, શનિ, મંગળમાં માન્યતા ધરાવતા થયા. સાધારણ રીતે એવું જ બને છે. દુઃખ મનુષ્યના તેજની કસોટી કરે છે, તેમ એની નબળાઈનું પણ માપ કાઢી લે છે.

'દેવશંકરે કહ્યું, હવે સવા મહિનો પીડા છે.'

'ત્યારે હાંઉ. મેં નહોતું કહ્યું?'

## ૨

દોઢ મહિના પછી મણિવહુએ એક નવા છોકરાને જન્મ આપ્યો. પણ તે થોડા દિવસ પછી મરી ગયો. ભોગીલાલનો સંસાર અગિયારથી પાંચનો પાછો ચાલવા લાગ્યો. મણિવહુ કામથી કંટાળે ત્યારે એકાદ છોકરાને ટીપી કાઢતી. જેમ મજૂરો થાકે ત્યારે દારૂ પી લે છે, તેમ સ્ત્રીઓ થાક ઉતારવા માટે ઘણી વખત આ ઔષધ વાપરે છે. ક્રોધનો ઉત્તેજક રસ થોડીવાર કંટાળાની, થાકની, ને વેઠની લાગણી ભુલાવી દે છે. ભોગીલાલ એકધારા જીવનથી કંટાળતા ત્યારે થોડીકવાર લાઈબ્રેરીમાં જઈને બેસતા. બેસીને વાંચતા તો જાહેરખબરો, પણ એથી થોડો વખત વીતતો. ડૉક્ટરે કહ્યું હતું કે હવે સાતમી સુવાવડ આવે ત્યારે ખાપરિયું ને ખાપણ બન્ને સાથે જ તૈયાર રાખજો. એટલે ભોગીલાલના જીવનમાં આ તરફની વિવિધતા ઓછી થઈ ગઈ. પરણેલા જીવનનો આનંદ આજ દિવસ સુધી એ જે રીતે સમજ્યા હતા, તે રીત પર આજ પંદર વર્ષે પ્રહાર પડતો હતો. એટલે, જેમ દારૂડિયાના જીવનમાં દારૂની

ખાલી જગો પડતાં એક જાતની ઊણપ લાગે તેમ એમના જીવનમાં પણ ઊણપ લાગવા માંડી. હવે એને મણિવહુ સાથેની વાતોમાં પહેલાંના જેવો રસ પડતો નહિ. ભભક-ભરેલી રીતે પોતાના કસાકીની વાતો કરીને પહેલાં એ મંડળ જમાવતા, પરંતુ તેમાં પણ હવે રસ ઓછો પડતો. એમનું મન હવે લાઈબ્રેરીમાં સ્થિર થવા લાગ્યું: ત્યાં થોડીવાર વાંચે, પછી કોઈ હોટેલમોટેલમાં જઈને ચાપાણી કરે, અને પછી ઘેર આવે. સૌ સૂઈ ગયાં હોય એટલે એ પણ આવીને સૂઈ જાય પણ એટલું છતાં એક દિવસે એમણે નર્સને વાત કરી, અને મણિવહુને થોડા દિવસ દવા પાઈ. પાડોશમાં બૈરાં ઘણી વખત વાતો કરતાં ત્યારે ચંપી કહેતી કે, 'મણિવહુનું તો બાઈ, શરીર ધીંગું ધફડું પણ છેલ્લી કસુવાવડ પછી લેવાઈ ગયું. ત્રણ જ મહિને કસુવાવડ થઈ નાં એટલે. કહેતાં નથી કે સાત સુવાવડ સારી પણ એક કસુવાવડ ભૂંડી?'

'અરે મર રે ચંપી, તને વળી આવું કોણે શીખ-વાડ્યું? આપણે તો મા સાચું કહેવાનાં. કસુવાવડ થઈ શાની? કરાવી ને વળી થઈ થઈ કરવું.' ને કોઈ ચંપીને આવો જવાબ વાળતું પણ ચંપી બોલતી નહિ. ભોગીલાલને ત્યાં ઘરકામ કરવાના એને ત્રણચાર રૂપિયા મળતા.

## ૩

મણિવહુને કસુવાવડ થઈ પછી એનું શરીર ઘસાતું ચાલ્યું. એટલે એ લગભગ પથારીવશ જ રહેવા લાગી. એટલે ભોગીલાલ ઉપર ભાર વધ્યો. એ ભારમાં એનો

મોટો છોકરો ચંદુ પણ ભાગ લેતો થઈ ગયો. ભોગીલાલને હવે જીવન ખરેખરું વેઠ જેવું લાગવા માંડયું. સાડાસાતથી સાડાદસ રસોઈ કરવી, પાંચથી સાત રસોઈ કરવી, સાતથી આઠ પથારી કરવી, અને પછી સૂઈ જવું કે વહેલું ઉઠાય. એની ભયંકર નિયમિતતા ગમે તેવા બહાદુરને પણ ભારી પડી જાય. જે નિયમિતતા સિદ્ધાંત ખાતર નહિ પણ ઘડિયાળની ખાતર સાચવવી પડે છે, તે જીવન હણી નાખે છે. ભોગીલાલનું જીવન હણાતું ચાલ્યું. એને હવે જીવનમાં અથાગ પરિશ્રમ દેખાયો. મણિવહુ મહાન બોજો લાગ્યો. ચંદુ અને બીજાં છોકરાં કયારેક આનંદ આપનારાં, પણ ઘણી વખત જીવ લેનારાં લાગ્યાં. એના પગ ઘેર આવતાં ભારે બની જતા. એને જીવનમાં જે કાંઈ આનંદ મળતો તે બહારનો જ હતો.

બે ઘડી ઓફિસમાં ગમ્મત થાય તે, રસ્તામાં હેડ કલાર્કની નિંદા થાય તે, સરકારનો પગાર ખાઈને સરકારી ધોરણની બેવફૂરીના દાખલા અપાય તે, અને કયારેક પ્રચલિત પ્રશ્નો પર સાચાખોટી ટીકા થાય તે—ભોગીલાલના જીવનમાં આનંદ આપનારાં આટલાં જ ઝરણાં રહ્યાં.

આકરી, હણી નાખે એવી નિયમિતતા માણસને વ્યસન તરફ દોરી જાય છે. જેમ દારૂનું, તમાકુનું, કે સિગારેટનું વ્યસન થાય છે, તેમ વર્તમાનપત્ર વાંચવાનું, ચોપડીઓ વાંચવાનું, કવિતા કરવાનું, ભાષણ કરવાનું એવાં એવાં ઘણાં પ્રકારનાં વ્યસનો થાય છે. સિદ્ધાંતની ખાતર નહિ, આનંદની ખાતર નહિ, પણ થાક અને કંટાળાથી બચવા માટે માણસ

જે વસ્તુ, સારી હોવાથી નહિ પણ સહેલી અને હાથ પર હોવાથી ગ્રહણ કરે છે તે દરેક વસ્તુ વ્યસન છે—પછી તે ગીતાનું વાચન હોય, કે સિગારેટ પીવાનું હોય, કે શોધખોળનાં મુડદાં તપાસવાનું હોય. આવાં વ્યસન ન સમજી શકાય તેવી રીતે જ પ્રવેશ કરે છે. ભોગીલાલના જીવનમાં ખાલી પડેલી જગ્યા વર્તમાનપત્રના વાચને લઈ લીધી; બાકી વધી તે એકધારા જીવને સાચવી લીધી. ઘરમાં શું છે, ચંદુ શું કરે છે, કે ઘરની શી જરૂરિયાત છે, એ સઘળું જે વાચનમાંથી પોતે કાંઈ લેવાના હતા જ નહિ, તે વાચનમાં ગુમાવી બેઠા. બસ, સવારે ગેડીને પરવારે કે ભલી લાઇબ્રેરી ને ભલા પોતે. લાઇબ્રેરિયન પણ કંટાળી ગયેલો કે ભાઈ તમે સૌથી પહેલા આવો, સૌથી મોડા જાઓ, સૌના કરતાં વધારે 'પેપર' ફેરવો, અને સૌના કરતાં ઓછું વાંચો—આવો તે તમને આ મકાનનો શો ચસકો લાગ્યો છે? હજી તો લાઇબ્રેરિયન કમાડ ઉઘાડે તે પહેલાં ભોગીલાલ ઊભા જ હોય. 'કેમ આજે તો કાંઈ મોડા?' કહેતાંકને એકાદ પેપર તેના હાથમાંથી ખેંચી લે. ચંદુ મોટો થઈને જરાક ઘર સંભાળતો થયો, એટલે તો એકધારા અખંડ જીવનથી જેમણે જીવનનો રસ ગુમાવ્યો છે એવા ભોગીલાલે નવી શોધ કરી કે રસ લાઇબ્રેરીમાં છે!

જીવનના નિત્યક્રમમાં જે રસભંગ પડ્યો હતો, તે રસભંગને અનેક ઉત્તેજક પદાર્થોથી તે ફોસલાવી કાઢવા મથતા હતા. મણિવહુ સાથે બેસવાનો આનંદ, નાતજાતની ઇર્ષા કરવાનો આનંદ, હેડકલાર્કની મશ્કરી કરવાનો આનંદ,

અને એ સઘળાંને અંતે મણિવહુને રીઝવવાનો આનંદ— આ જબરજસ્ત ખાલી પડેલો નિત્ય જીવનક્રમનો ભંગ એટલો તો અકારો હતો કે ભોગીલાલે તેને ચેવડાથી, ચાથી, સિનેમાથી, વર્તમાનપત્રોથી, લાઈબ્રેરીઓથી, અનેક રીતે સાંધવાનો યત્ન કર્યો, છતાં એકલા અટૂલા ઊભેલા શુષ્ક બાવળની માફક એ રસભંગની ભયંકર મૂર્તિ એમની નજર સામે જ ઊભી રહેતી.

૪

ચંદુના વિવાહ વખતે એવા એકધારા જીવનમાં પણ રસની ભરતી આવી ગઈ. ગામડાગામનાં માણસો વરનો બાપ જોવા બહાર નીકળતા હતા એ જોઈને, પહેલી કવિતા કોઈ વર્તમાનપત્રને ખૂણે આવે ત્યારે લેખકને થાય તેવો આનંદ ભોગીલાલને થયો. ગામને ગોંદરે આંગળી ઉપર માંડેલું નિશાન ભડાગબંધ પસાયતાએ ઉડાડી દીધું, ત્યારે ચંદુના પિતા પ્લેટફોર્મ પર ભાષણકર્તાની પેઠે વજનદાર બન્યા. ચંદુના કરતાં માત્ર ત્રણ વર્ષે મોટાં ચંદુનાં વહુ સુમતિ ઘેર આવ્યાં, ત્યારે ઘરમાં નવો પ્રકાશ આવ્યો હોય તેમ સઘળું ઘર શોભી ઊઠ્યું. બીજી વખત જીવન શરૂ થતું હોય તેમ ભોગીલાલ નવેસરથી ઘરની રચના નિહાળવા લાગ્યા. તેમના અંતરમાં ઊંડે ઊંડે અસંતુષ્ટ થઈને સૂતેલો જીવનરસ ફરી જાગ્યો, ફરી એ જીવન મહાલવા લાગ્યા. ફરી ચંદુની બા પાસે વેવાઈવેલાંની વાતોએ નવી રસભરતી આવી.

ચંદુ નાનો હતો. ચંદુની વહુ મોટાં હતાં. ભોગીલાલ અતૃપ્ત રસમૂર્તિ હતા. એક વખત મોટે મળસકે ચંદુની

વહુ ઊઠીને ઉનામણિયામાં પાણી રેડતાં હતાં, ત્યારે ભોગીલાલ મદદ કરવા ઊભા હતા. પણ નાની છતાં સુમતિ સ્ત્રીને સહજ એવા પુરુષના અવિશ્વાસથી પોતાની જાતની ચોકીદાર થઈ ગઇ હતી. એટલે ઘણે પ્રયત્ને છેવટે ભોગીલાલે વહુનું કાંડું પકડયું, ત્યારે તીણી ચીસથી, ઘર જાગી ઊઠયું, ને બીકણ સસલાની માફક ભોગીલાલ ભાગી ગયા એટલે સુમતિ બચી ગઇ. પણ ત્યાર પછી ભોગીલાલ વળી જીવનમાં વિરક્તિ ભોગવવા લાગ્યા.

એક વખત એ રાત્રે ઘેર આવ્યા, ત્યારે ઘરમાં પાણીપતના ત્રીજા યુદ્ધ જેવો અસ્તવ્યસ્ત દેખાવ નજરે ચડયો. મણિવહુ વિજયી સેનાપતિની માફક ચંદુ અને એની વહુ બન્નેને ધમકાવી રહ્યાં હતાં. ચંદુ એક ખૂણામાં ઊભો ઊભો ભર્તૃહરિશતકની ચોપડીમાં માથું રાખીને રોતો હતો. ચંદુની વહુ પણ ઊભાં ઊભાં રોતાં હતાં.

'ખબરદાર, હવે મારા ઘરમાં રોટલો ખાધો છે તો? લે, નાનકડી જીભે મોટી વાતો કરતાં શરમાતી નથી?' ભોગીલાલ હાથમાં કપડાનું બંડલ લઇને ચુપચુપ આવીને ઊભા રહ્યા.

'શું છે?'

'હોય શું? આ તમારી વહુએ ઉકાળ્યું?'

અંતરમાં સૂતેલું પાપ જાગતાં ભોગીલાલ ઝાંખા પડી ગયા. વહુએ પોતાનું પાપ પ્રગટ કર્યું છે કે શું એ શંકાથી અંતરમાં ધ્રૂજવા લાગ્યા.

'પણ શું છે? ચંદુ કેમ રુએ છે?'

'હોય શું? બધો વાંક તમારો છે.'

'પણ વાત કહે તો ખબર પડે નાં ?'

'આ તમારી ડાહીલી વહુ છે તે મથુરાંદાસને ત્યાં બેસવા ગયાં હતાં . . .'

પોતાની વાત નથી એ જ્ઞાનથી છુટકારાનો ઊંડો દમ ખેંચતાં ભોગીલાલે સહજ ઉમળકાથી જવાબ વાળ્યો: 'હા, એમાં શું ?'

'હવે સાંભળો તો ખરા, એમાં શું ? એમાં શું ? એમ જ બોલ્યા કરો છો તે.'

ભોગીલાલ નરમ પડ્યા: 'હા. લે કહે પછી.'

'પછી શું ? મથુરાંદાસને ત્યાં વાત થતી હશે કે ફલાણાભાઈના ઘરમાં બહુ લોભી . . .'

'એમાં શું ? જેને જેમ ઠીક પડે તેમ બોલે.'

'તે તમારી આ ડાહીલી સુમતિએ એમાં ટેકો પુરાવ્યો કે હા, મારા સસરા લોભી તો બહુ છે.'

'એમ લાગ્યું હશે તે એમ બોલે.'

'એમ લાગે શું ? જાણી જાણીને વગોવવાં.'

'અને ચંદુને શું છે ?

'ચંદુડો વહુનું ઉપરાણું લેવા આવ્યો ! ડાહીલી વહુ પાછી મને કહેવા આવે છે કે પોતાના દોષ કબૂલ કરવામાં જ સઘળા ગુણ સમાયા છે—બહુ ભણતરવાળી.'

દરેક નબળા હૃદયનો માણસ પાપ પ્રગટ નથી થયું એવો આધાર મળતાં જે ઊંડો હલકો આનંદ મેળવે છે એવો આનંદ ભોગીલાલને થઈ રહ્યો હતો. કપડાનું બંડલ ત્યાં ને ત્યાં મૂકી તે ઉપરની મેડીએ ચડી ગયા. તે વખતે તેમના પગમાં હલકા આનંદનો તોર હતો. ઉપર ચડીને

થોડીવાર તો બેઠા પણ પછી એ ઘેલો જીવડો એક સ્થાને રહી શક્યો નહિ. તે બેઠા થયા, હાથમાં કલમ લીધી, ને પોતાની નોકરી પરથી એક વરસની રજા લેવા માટેની અરજી ઘડી કાઢી. બીજી જ પળે પોતે હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો.

લાઇબ્રેરીમાંથી જે રસ લૂંટેલો તે મૂર્તિમંત થઇને તેમને અનેક રૂપે આકર્ષવા લાગ્યો. તેમની કલ્પનાની નજર સમક્ષ, બહુ મોટા ને સુંદર અક્ષરો દેખાવા લાગ્યા. તેમાં જુદાંજુદાં આકર્ષક મથાળાંથી ભરેલું પોતાનું વર્તમાનપત્ર દેખાયું. ઉપર તંત્રી તરીકે 'ભોગીલાલ' શોભવા લાગ્યા. એમણે તો યોજના ઘડી પણ કાઢી. પોતાની રજાનો રિપોર્ટ કવરમાં બીડી ટપાલ માટે તૈયાર કરી દીધો. જીવનમાં ફક્ત એક જ ગંભીર પ્રશ્ન હોય તેમ લલાટે આંગળી લગાડી, વીર નર્મદની માફક બેઠા બેઠા ચિંતન કરવા લાગ્યા: 'શું કરું? માસિક કાઢું કે સાપ્તાહિક કાઢું? તંત્રી લખું કે સંપાદક લખું?'—અને ભયંકર ઉથલપાથલની આગાહી આપતું એક નામ શોધી કાઢવા તેમણે રાતપાળી ખેંચી કાઢી.

*

પણ બીજે દિવસે સવારે ભોગીલાલના ઘર પાસે કાગળિયાનાં થોડાંક ચબરખાં ઊડતાં હતાં, તેમાં 'એક વરસની વગર પગારે,' 'મહેરબાની રાહે,' 'નહિતર આ રાજીનામું' વગેરે વગેરે શબ્દો ભંગીના સાવરણાથી આમતેમ અથડાતા ગંદી ખાળ તરફ ઊડી રહ્યા હતા.

૧૯૩૨

## લેખકની અન્ય કૃતિઓ

**નવલિકા સંગ્રહો**

તણખા [છઠ્ઠી આવૃત્તિ]
તણખા મંડળ બીજું [ચોથી આવૃત્તિ]
તણખા મંડળ ત્રીજું [બીજી આવૃત્તિ]
તણખા મંડળ ચોથું [બીજી આવૃત્તિ]
પ્રદીપ [બીજી આવૃત્તિ]
અવશેષ [બીજી આવૃત્તિ]
ત્રિભેટો

**ગદ્યકૃતિઓ**

રજકણ [બીજી સચિત્ર આવૃત્તિ]
* જલબિંદુ [બીજી સચિત્ર આવૃત્તિ]
* જીવનચક્ર [બીજી આવૃત્તિ]
સર્જન અને ચિંતન

**નવલકથાઓ**

રાજમુગટ [બીજી આવૃત્તિ]
પૃથ્વીશ [બીજી આવૃત્તિ]
મલ્લિકા
અજિતા
* પરાજય
વાચિનીદેવી
ચૌલાદેવી [બીજી સચિત્ર આવૃત્તિ]
રાજસંન્યાસી [બીજી આવૃત્તિ]
કર્ણાવતી [બીજી સચિત્ર આવૃત્તિ]
રાજકન્યા [બીજી આવૃત્તિ]

**નાટકસંગ્રહ**

ઠંડીક્રૂરતા ને બીજાં નાટકો

**કટાક્ષ–હાસ્યકૃતિ**

પાનગોષ્ઠિ

**જીવનચરિત્રો**

પરશુરામ [બીજી આવૃત્તિ]
નરકેસરી નેપોલિયન [બીજી આવૃત્તિ]
હેમચંદ્રાચાર્ય
હ્યુએનસંગ
વીર વનરાજ

**પ્રવાસવર્ણન**

પગદંડી

* આ કૃતિઓનાં હિંદી ભાષાંતર થયેલ છે.

